# ઇન્દુ અને રજની

રતુભાઈ દેસાઈ

સોલ એજન્ટ
**શિષ્ટ સાહિત્ય ભંડાર**
વિજયાવાડી, મોટા આંકડિયા
( કાઠિયાવાડ )

**આજ લેખકકૃત**

જનની (એક શોકપ્રશસ્તિ: કાવ્ય)

ઇન્દુ અને રજની (એક સ્મૃતિકથા)

♠

**હવે પછી**



♠

માનાં ફૂલ (કાવ્યો)

માઁ (હિંદી)

હૈયાતણા   રક્તવડે   રસેલી
જે આંસુના   અક્ષરથી   લખેલી;
આ ઈન્દુની બીજકલા રસીલી
નમી અહીં; કિંતુ ત્યહીં છબીલી
નવાં નવાં રૂપ ધરી ખિલેલી.

તેનાં કંઈ રશ્મિ પરોવિયાં મેં
ઉદ્‌ભ્રાન્ત કો લેખિની નૃત્યધારે.
રટંત હૈયે સુખદા સ્મૃતિને
પરોવતો યક્ષ અરે! પ્રિયાની
મંદારમાલા પ્રિય વૈજયંતી.

તે સ્નેહરાગે સ્મૃતિસિક્ત ઈન્દુ
પરોવિયાં મેં કંઈ અશ્રુબિન્દુ,
અર્પું હવે આજ હું વિશ્વસિંધુ.

વહી રહો તે ઉદધિ ઉરે ને
કણે કણે સૌ જલમાં મળી રહો
અને જુવાળે, પ્રિયનામ તાલે,
નાચંત, સ્ફુરંત બધે રમી! રહો!



## અનુક્રમ

# સાદર ભેટ

આડાત્રણ વર્ષ પહેલાંની એ વાત મને આજે હજી ય એવી ને એવી સાંભરે છે.

તે દિવસે શનિવાર હતો, એટલે છોકરાંઓને સવારની શાળા હતી. છોકરાંઓ શાળાએથી આવતાંની સાથે જમવા માટે ઉધમ મચાવશે એમ સમજીને જ મેં તે દિવસે રસોઇ વહેલી બનાવી હતી. ને એ પણ રોજ તો ઑફિસેથી બપોરે મોટર લઈ જમવા આવે પણ છોકરાંઓની સગવડ સાચવવા આજે તો એ ય જમી મોટર હંકારી ગયા હતા. એમને જમાડી, વિદાય કરી હું બાળકોની રાહ જોતી નાની શર્મિષ્ઠાનું ઝબલું સીવતી પાછલા વરંડામાં બેઠી હતી. ત્યાં રસ્તાપરથી બસ ઊભી રહેવાનો અવાજ આવ્યો અને છોકરાંઓનો કિલબિલાટ સંભળાયો.

છોકરાંઓના કિલબિલાટ ભેગો જ 'પોસ્ટમેન'નો રોજનો પરિચિત સાદ આવ્યો. અને તે ભેગો જ કાગળો પોતાને તાબે કરવાની રોજની મારામારીવાળો ઉન્મેષ અને નચિકેતનો અવાજ

આવ્યો. છોકરાઓને કાગળ પહોંચાડવાની તાલાવેલી લાગી હતી. એ બન્નેની લડાઇમાં લુચ્ચી લવંગિકાએ તરાપ મારી બન્ને કાગળો લઇ લીધા. અને 'બા...બા...'ની ચીસ પાડતી મારી સોડમાં આવી લપાઈ ગઈ. મેં તેને મારા ખોળામાં બેસારી. કાગળો તેના હાથમાંથી લઈ મારી પાસે રાખ્યા. લવંગની પાછળ પેલા બન્ને તોફાની પણ આવ્યા—'દાદીબાનો કાગળ છે જ'ની શરત બકતા. તેમને પણ પાસે બેસારી મેં પત્રો ફોડચા.

એક ચિઠ્ઠી ઇન્દુની હતી. ને બીજી બાની–તેના જ હસ્તાક્ષરમાં.

બન્ને પત્રો વાંચીને તે દિવસે મારી આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. અને બીજી જ પળે મેં એક છૂટકારાનો દમ ખેંચ્યો.

ચિઠ્ઠીમાં ઇન્દુએ અંતે તેનો જીવનસાથી શોધી લીધો હતો તેના ખબર હતા. તેથી મને આનંદ થયો અને બાએ પણ હૈયાની લાગણીઓને ખાલી કરતા તે જ ખબર આપ્યા હતા. તે વાંચી મને હર્ષશોકની સંમિશ્રિત લાગણીઓ થઇ અને આંસુ આવી ગયાં.

કારણ—

મને પરણ્યાંને પંદર વર્ષ થઈ ગયાં હતાં અને મારા લગ્નને વર્ષે જ બાપુજી કૉલેરામાં ગુજરી ગયા. બાને માથે ઇન્દુ અને બિન્દુની જવાબદારી હતી જ. પંદર પંદર વર્ષ સુધી ઇન્દુ બિન્દુને ભણાવીને બાએ મોટાં કર્યાં. પણ હવે જ ખરી મુઝવણ બાને થતી હતી.

બા અને મોટાભાઈ જેટલા છોકરા બતાવે તે સૌને ઇન્દુ નકારતી જ જાય. બિન્દુના મનની મુઝવણ પણ ઇન્દુને લીધે વધતી હતી. મેં ય એને પેલે વર્ષે અમદાવાદ આવી ત્યારે

એક બે છોકરા બતાવેલા, પણ એનું મન ક્યાં ય ચોંટે જ નહીં. એની મનોદશાની ખબર એ કોઇને પડવા દેતી જ નહીં અને લગ્નની વાતને ઉડાવ્યે જ રાખતી. અંતે બા, ભાઈ અને અમે સૌ ખૂબ ચિઢાયાં અને કંટાળ્યાં. અંતે એને માટે સારું સ્થાન શોધી કાઢવાની ઉપાધિને અમે અળગી કરી હતી.

મુંબઇથી ત્રણસો માઇલિ દૂર હું અમદાવાદ રહું છતાં વૃદ્ધ માને માટે અને તેની મનઃસ્થિતિ માટે મને હંમેશ ક્લેશ થયા જ કરતો.

એટલે ઇન્દુની દિશામાંથી સુખસમાચારની આશા છોડી-ને જ હું તો બેઠી હતી.

પણ તે દિવસે ઇન્દુનો પોતાનો અને ભેગો બાનો કાગળ વાંચી મને ખૂબ શાંતિ વળી. અપાર નિરાંત થઈ.

વ્રતસ્થ બિચારી બા! બાપુ ગયા તે દિવસથી બાળકો પાછળ સમગ્ર જીવન નિચોવતી બા! પોતે લખી વાંચી શકે છતાં કાગળ પર એકે અક્ષર ન પાડવાના તેણે સોગંદ લીધેલા ને તે મુજબ તે કોઈને કદી કાગળ લખતી નહીં. ખૂબ અનિવાર્ય થઈ પડે તો ઇન્દુ કે બિન્દુના જ કાગળો હોય.

પણ વર્ષો પછીના તેના સોગંદને બાજુએ મૂકી તેણે મને સુખદ વધામણાં આપ્યાં હતાં.

ને તેથી જ મારી આંખમાં તે દિવસે આંસુ ઉભરાયાં હતાં.

—મને રડતી જોઇને નાનો ઉન્મેષ અને નચિકેત મને વીંટળાઈ વળ્યા. અને લવંગ તો રડવા જ લાગી.

છોકરાંઓ સમક્ષ એકદમ હાસ્ય કરી મેં કહ્યું:

"ચાલો, આજે તમને ગળ્યો કંસાર ખાવાનો મળશે.

તમારી ઇન્દુમાશીએ તમારે માટે માશા શોધી કાઢયા છે.”

અને મેં તે દિવસે હરખભેર રસોઈ તૈયાર કરી હતી છતાં ફરીવાર કંસાર મૂકયો અને બાળગોપાળને પેટભરી જમાડયાં.

નાની માલતીએ પૂછ્યું: “બા, માશા કેવા હશે ?” અને એ સવાલના ઉકેલ માટે ઉનાળાની રજા પડતાં અમે બધાં તુરત ઇન્દુ અને બાને મળવા મુંબઈ ઊપડયાં.

ઇન્દુ એકલી મને સ્ટેશન પર લેવા આવી હતી. ડબ્બામાંથી બહાર નીકળતાં જ આનંદના આંસુથી છલકાતી આંખે મેં ઇન્દુનાં ગલોચિયાં લીધાં અને તેને પ્લેટફોર્મ પરના વેઈટીંગ રૂમમાં ખેંચી ગઈ. છોકરાંઓ અમારી પાછળ પાછળ વિશ્રાંતિઓરડામાં આવ્યાં જ. આવતાંની સાથે તોફાની ઉન્મેષે પ્રશ્ન કર્યો:

“ઇન્દુમાશી, માશા કેવા છે ? ફોટો બતાવો ને ?”

ઇન્દુએ તેના કાનની બૂટ ઝાલી કહ્યું.

“ચલ, ચલ, ચિબાવલા.” અને પછી મારી તરફ ફરી બોલી. “એ રોજ સાંજે ઘેરે આવે છે. જેને જોવા હોય તે જોઈ લે.”

સ્ટેશનેથી અમે ઘેરે પહોંચ્યા. અને છોકરાંઓ તો ખડે પગે માશાને જોવા ઉપરતળે થઇ રહ્યાં હતાં. સાંજ ગઇ. રાત પડી અને નવ વાગી ગયા, તો યે કોઇ આવ્યું નહીં. એટલે ફરી વાર છોકરાં ઇન્દુને ચિઢવવા લાગ્યાં. ઇન્દુ પોતે પણ કયાં ઓછી હેરાન હતી? તેની પરવશ સ્થિતિ હું જોઇ શકી. ચાંલ્લોચોટલો કરી, લૂગડું બદલી તે સાંજના પાંચ વાગ્યાની તેમની પ્રતીક્ષા કરતી હતી.

તે રાત્રે ઇન્દુને પોતાને ય ભારે નિરાશા સાંપડી. રાત્રે તે

આવ્યા જ નહીં. રાત્રે ઇન્દુની પથારીપાસે જ મારી પથારી નાંખતાં નાખતાં મેં તેને કહ્યું: "થોડા દિવસોમાં પ્રીત તો ખૂબ જામી ગઈ લાગે છે." અને ઊંઘવાનો ઢોંગ કરી જાગતી પડી રહેલી ઇન્દુને પાસે બેસારી પૂછ્યું:

"પણ તું એમનું નામ તો બતાવ."

શરમાતાં શરમાતાં ઇન્દુએ કહ્યું: "મોટીબહેન, તું જ એમને પૂછી લેજે ને."

બીજે દિવસે સવારના સાડા સાત માંડ થયા હશે. ને હજી અમે બન્ને બહેનો બેસીને અલકમલકની વાતો કરતાં હતાં. હું ઇન્દુનું માથું ઓળી રહી હતી. ત્યાં દરવાજે ખખડચો અને ઓરડીને બીજે દરવાજેથી કોક પરિચિત પગલે ધીમેથી આવી છેક અમારી પાસેની ખુરશીપર બેસી ગયું.

મને ઓળખતાં વાર ન લાગી. ઇન્દુએ તુરત રિસામણી આંખો કરી કહ્યું: "તમારી સાંજ કયારે પડે છે ?"

તે હસતા હસતા બોલ્યા: "સાંજ તો સાંજે છ વાગે જ પડે છે. પણ કાલે ઓચિંતું કામ નીકળતાં આવી શકયો નહીં. તે ગુનાની સજા મેં જ નક્કી કરી લીધી છે. આજની સવાર અત્યારે પડી છે અને સાંજ પણ અહીં જ બેઠાં બેઠાં પાડવી છે. બસ, પછી કાંઈ ?"

ઇન્દુ કશું જ બોલી નહીં. છોકરાંઓ સૌ એમને ટગર ટગર જોઈ રહ્યાં.

અમારી ઓળખાણ થતાં વાર લાગી જ નહીં. અમારા આવવાની એમને ખબર તો પડી હતી જ.

દસ વાગે એ રસોડામાં જમવા પેઠા. ત્યારે જ મેં એમને

ધારી ધારીને જોયા. પૂરી છ ફીટ જેટલી પ્રચંડ પાતળી શરીરની કાઠી, ગોળ ઘાટદાર મોઢું, લાંબા કાળા વાળ, ગોળ પાણીદાર મોટી આંખો અને અત્યંત મૃદુભાષી અને શુદ્ધ વકતૃત્વ. એમની વાતો પરથી જ એમનો સંસ્કાર અને વ્યક્તિત્વપરિચય મળી આવતો હતો.

જમ્યા પછી ઇન્દુને હું ઓરડામાં લઈ ગઈ. અને હેતથી ખોળામાં બેસારી કહ્યું: "ચારે ય બહેનોમાં તારું જ નસીબ જોરદાર લાગે છે." અને રહી રહીને અભિનંદન આપતાં કહ્યું: "પસંદગી તો તેં સરસ કરી લાગે છે."

ઇન્દુએ પૂછ્યું: "મોટી બહેન, તું તારી જાતને કાં ઓછી ભાગ્યવાન માને છે? ગિરીશ મહિને સાતસો રૂપિયા લાવે છે. ઘેરે મોટર છે. બંગલો છે. બાળકો છે. પછી શું?" પણ મેં એની વાતને હસી ઊડાવી દીધી.

રજનીકાંત સાથેનો મારો એ પરિચય કેટલો ઝડપી છતાં દ્રઢ બનતો ગયો? રજનીએ પોતે જ એને વિષે 'બોલને ઇન્દુ'ના પ્રકરણમાં ક્યાં નથી લખ્યું? થોડા વખતના નિકટ સહવાસે અને પછીથી ચાલુ રહેલા પત્રવ્યવહારે અમે કેટકેટલાં નજદીક આવ્યાં? પણ આ જગતનો ક્રમ ક્યાં કોઈ પણ દિવસે એકસરખો, સુવ્યવસ્થિત, સુસરળ ચાલ્યો જ છે જે? ગામોના ગામોને રસાળ કરતી નદી સાવ સૂકાઈ જાય, અનેક વનપંખીઓનું વિશ્રાંતિસ્થાન બનેલ રમણીય ઉદ્યાન વેરાન બની જાય, બાળકોના કલશોરથી ગાજતાં ભર્યાંભાદર્યાં ઘરો સ્મશાન જેવાં બની જાય અને આભ સાથે વાતો કરતાં ઊંચા ઊંચા મહેલો અને મકાનો જમીનદોસ્ત થઈ જાય. આવું આવું તો ઘણું થાય. એ બધું સમજી શકાય. પણ અનપેક્ષિત ગુપિત જેવું જે આવે તેનો ભેદ

ન ઉકેલાતાં હૃદય અને મન અસ્વસ્થ બની જાય છે.

તેથી જ તો—તે દિવસે ઓચિંતા એ અશુભ સમાચાર આવ્યા ને જાણે મારું હૃદય ભાંગી પડવા જેવું થયું.

તે દિવસે પણ શનિવાર જ હતો. છોકરાંઓ શાળામાં હતાં. તારવાળાએ બારણું ઠોકયું. મેં ઊંચે શ્વાસે તાર ફોડયો ને તારનો અર્થ સમજાતાં હું બેભાન થઈ પલંગ પર ઢળી પડી. મોડે બપોરે એ આવ્યા ત્યારે જ મને ધૈર્ય આવ્યું.

નમતે પહોરે શોકના અસહ્ય ભારે અત્યંત અસ્થિર બનેલુ મન વિચારને ચકડોળે ચઢ્યું.

મને થયું. "કેવું વિચિત્ર અને અકળ નિર્માણ! હજી એક વર્ષ પહેલાં ઉનાળામાં ઇન્દુને પરણાવી આવ્યાં. અને રોજ રોજ તેના સુખથી છલકાતા સંસારજીવનના ખબર મેળવતાં હતાં. અને અરે! ઈન્દુ આમ એકદમ ગઈ? અરેરે! કેવું અગમ અને અકળ આ નિર્માણ!"

મારું મન બાને અને રજનીકાંતને મળવા ઊંચકાયું. પણ નાની શર્મિષ્ઠાને અછબડાની પીડા હતી તેથી તેને મૂકીને જવાનો જીવ ચાલ્યો નહીં. એટલે મેં ગિરીશને એકલા જ જવા દીધા.

એ તો જઈને આવ્યા. પણ મારા મનની ગ્લાનિ કેમે કરી દૂર થતી જ નહોતી. એટલે અંતે શર્મિષ્ઠા સારી થતાં હું એને લઇને મુંબઈ ગઈ. રજનીકાંતને મળી. પણ દુઃખ અને વેદનાનાં માર્યાં અમે પરસ્પર કશું જ બોલી શકયાં નહીં. અને બોલ્યાં નહીં તેથી એકમેકનું દિલ જાણી શકયાં નહીં.

હું પાછી ફરી ને ફરી વાર મારા સંસારમાં રચીપચી રહેવા

લાગી. વ્યવહારના જડ અને કર્કશ વાતાવરણમાં રહી હું ય જડ બની ગઇ હતી. રજનીને હું કાગળો લખી શકી નહીં. અને હું તેમને લખતી નહીં તેથી રજની પણ મને લખતા નહીં. અને આમ અમારો થોડા વખતમાં ગાઢ થયેલો સ્નેહસંબંધ જોતજોતાંમાં ભૂલાતો ગયો.

અને કયારેક રજનીના ખબર મેળવવા મન ઉત્સુક થતું. કાગળ લખવા પ્રેરાતી તો તુરત બહારની દુનિયાનું નિષ્ઠુર મન સલાહ આપતું. ઈન્દુ તો ગઈ. સંબંધ તૂટ્યો. રજની આપણા મટયા. આપણે એમનાં મટયાં.

પણ પાછી ગયે વર્ષે જ્યારે બિન્દુ હવાફેરે મારે ઘેરે આવી હતી ત્યારે તેણે બળેવને ટાંકણે રજનીને રક્ષાફૂલો મોકલવાની વાત કરી. તે જ વર્ષે ભાઇબીજને ટાંકણે હું અકસ્માત મુંબઈ જઈ ચઢી હતી. રજનીએ કાગળ લખી બિન્દુને ખાસ બોલાવી હતી. બિન્દુની તબિયત તે દિવસે બગડતાં તે ઘરબહાર નીકળી શકે એ સ્થિતિમાં રહી નહોતી. તેથી બિન્દુનીવતી ધડકતી છાતીએ હું જ રજનીકાંતને ઘેરે ગઈ.

અવનવા ચિત્રવિચિત્ર ભાવે હું ઘરમાં દાખલ થઈ. પણ મારે કમભાગ્યે રજની ઘરમાં નહોતા. રજનીના ઓરડામાં જઈ ખુરશી પર બેઠી. નોકરને પૂછતાં નોકરે કહ્યું :

"શેઠ બહાર ગયા છે. કહી ગયા છે કે બાઈ આવે તો તેને આ કાગળ અને આ પડીકું આપજે."

નોકર પાસેથી કાગળ લઈ મેં વાંચ્યો. કાગળમાં લખ્યું હતું:

"બિન્દુ, ઈન્દુની નાની બિન્દુ ! આજે ભાઇબીજનો દિવસ છે. ઈન્દુ વિના બધા દિવસો ભેંકાર ભાસે છે. જીવન અર્થશૂન્ય લાગે છે. તો પણ આજનો દિવસ મારા જીવનમાં સ્મરણીય રહેશે.

"આ સાથે આજના પર્વનિમિત્તે ફૂલ નહીં, ફૂલની પાંખડી મૂકી છે તે સ્વીકારજે.

"બીજું પડીકું હસ્તલિખિતોનું છે તે ઘેરે લઈ જઈ વાંચજે.

લિ. ઈન્દુશૂન્ય

રજની"

કાગળ વાંચતાં વાંચતાં અને કાગળનો અર્થ સ્ફુટ થતાં મારી આંખમાં આંસુ આવી ગયાં. બિન્દુ માટેનો કાગળ અને ફૂલપાંખડીસમ પચાસ રૂપિયાની નોટ બ્લાઉઝના ખીસામાં મૂકી મેં આંસુ લૂછ્યાં. સામે દીવાલ પર મારી ઈન્દુની જીવતીજાગતી મૂર્તિમંત પ્રતિમાજેવી મોટી છબી લટકતી હતી. જાણે અણસારે કહેતી હોયઃ "હું રજનીની જ છું. રજની મારા જ છે. રજનીને છોડી હું સહેજ વિચરવા ગઈ હતી. રજની મારી પાસે જ આવવા નીકળ્યા છે."

મને અસ્વસ્થ જોઇને નોકરે પાણી આણી દીધું. પાણી પી હું કાંઇક શાંત થઈ. હસ્તલિખિતનું પડીકું મેં છોડયું. રજનીએ બિન્દુને ઘેરે લઈ જઈ એ વાંચવા લખ્યું હતું. મારું કુતૂહલ વધ્યું. હસ્તલિખિત પર મોટા અક્ષરોમાં પહેલે પાને જ લખ્યું હતુંઃ "ઈન્દુ અને રજની."

પહેલાં પાનાં પર નજર નાખતાં જ મેં સપાટાબંધ એક પછી એક પ્રકરણો અને એક ઉપર એક પાનાં ફેરવવા માંડયાં. વચ્ચે વચ્ચે મારી આંખોમાંથી દડદડ આંસુ સર્યે જતાં હતાં. બે વખત નોકર મને રોતી જોઈ પાછો ચાલ્યો ગયો. કંઇક ચકિત થઈ પાછો ફર્યો. ત્રીજી વાર પાછો આવ્યો ત્યારે મૂગો મૂગો મારા ટેબલ પર પાણીનો પ્યાલો અને ચહા મૂકી ગયો.

મેં હસ્તલિખિત પૂરું કર્યું ત્યારે ખાસો દીવાબત્તીનો સમય થઈ ગયો હતો. હસ્તલિખિત બગલમાં મારી હું ઘેરે પહોંચી. રોઈ રોઈ સૂજી ગયેલું મારું મોં અને લાલ આંખો જોઈ બા અને બિન્દુએ તુરત મને પૂછ્યું:

"આટલું બધું કાં રોકાઈ સિન્ધુ! રજની સાથે કાંઈ બોલાચાલી થઈ છે શું?"

મેં કહ્યું: "ના, રજની તો મને મળ્યા જ નથી." અને પછી અથેતિ વાત કહી.

રાત્રે, માંદી બિન્દુએ પણ પથારીમાં પડ્યાં પડ્યાં તે પ્રકરણો વાંચ્યાં અને બા પણ સાંભળતી બેઠી. અમે ત્રણ જણ ફરી વાર રોઇ રોઇ ધરાયાં. 'અંતિમ પ્રલાપ'નું છેલ્લું પ્રકરણ આવ્યું ત્યારે બિન્દુથી મોટેથી ડૂસ્કું નાંખી દેવાયું. એનો મર્મ એ તુરત સમજી ગઈ હતી.

આજે ઈન્દુ નથી. અને રજનીનાં દર્શન અપ્રાપ્ય થઇ પડ્યાં છે. ત્યારે......

જગતમાં મનુષ્યમનનું વલણ જ કેવું રહેતું અને વહેતું આવ્યું છે? પ્રત્યક્ષનો તિરસ્કાર અને પરોક્ષની પૂજા; પરિચિતની અવગણના અને અપરિચિત પ્રત્યે પ્રેમ; સ્વજનને અન્યાય અને પરજન પ્રતિ ન્યાય. રજનીનાં હસ્તલિખિત વાંચી મને પહેલી જ વાર ઊંડે ઊંડે પશ્ચાત્તાપ અને કૃતજ્ઞતાની લાગણી સ્ફુરી. મને થયું: લાવ, હું આ કથા લોકો સમક્ષ મૂકું.

હું કૉલેજમાં વર્ષો પહેલાં ભણતી ત્યારે મેં કવિ નાનાલાલની ઉષા વાંચી હતી. કવિની 'ઉષા' કુમારકુમારીની રસકથા છે. કાચી પાંદડીઓ અને ઉઘડતી કળિઓનો પમરાટ છે. એ સંવનનકથા છે. પરણ્યાં પહેલાંની અદ્‌ભુત વાર્તા છે. કવિની 'ઉષા'માં રહેલ 'ઉપમાનાં ઝૂલો,

અલંકારોનાં ઉછાળેલાં લાખેણાં મોતી, કલ્પનાનાં ઉરાડેલાં ઇન્દ્રધનુશા વિવિધ રંગો, રસની વહાવેલી ઝીણી અમૃતધારો અને હૈયાની ઊંડી કૂપીમાંથી કાઢી ઠેર ઠેર છાંટેલું અત્તર હૃદયને ક્યારેક ગલગલિયાં કરે છે તો ક્યારેક મનને મૂર્છિત કરી નાખે છે.

સંભવ છે આ કથામાં એવું કશું નહીં હોય. સંભવ છે આમાં દુ:ખનો ધ્વનિ, નિરાશાનો સૂર વધુ સંભળાય. વાચક, આ કથા તને કદાચ અંગત લાગશે. બિનંગત ઓછું દેખાશે. પણ હું પૂછું છું. જગતમાં કયો લેખક કે કવિ અંગત તત્ત્વ રજૂ નથી કરતો ? કોઈ સીધું, કોઈ આડકતરું, કોઈ પ્રત્યક્ષ, કોઈ પરોક્ષ, કોઈ જોરદાર, કોઈ ધીમું, કોઈ ગમે એવું, કોઇ સહેજ ન ગમે એવું, કોઈ માત્ર મનને ઘડીભર રમાડે એવું, કોઇ જીવન સુધી તેની મોહિનીમૂર્ચ્છામાંથી ઊઠવા ન દે એવું.

કવિની 'ઉષા' બિનંગત છે ? મને તો તે નથી લાગતી. પણ તેથી કાંઈ તે આત્મકથા નથી. 'ઇન્દુ અને રજની'ને પણ આત્મકથા લેખવાની ભૂલ કરતો મા. કવિની 'ઉષા' લગ્નકાળ પહેલાંની સંવનનકથા છે. 'ઇન્દુ અને રજની' લગ્ન પછીની સ્મરણકથા છે.

આપણા સંસારમાં લગ્ન પહેલાંનું સંવનન ક્યાંયે દેખાતું નથી. લગ્ન પછીનાં સંવનન અને સહચાર પ્રયત્ન કર્યે પણ ક્યાંય દેખાતાં નથી. અંધારભર્યા વનમાં ક્યાંક આગિયા ઝબૂકે તેમ વિરલ લગ્નસુખ–વિરલ પ્રેમવિકાસ ક્યાંક જ દૃષ્ટિગોચર થાય છે. પરિચય, સવંનન, પ્રેમ અને પછી લગ્ન એવો ક્રમ નહીં પણ પરિચય, લગ્ન, સંવનન, અને પ્રેમ–એવા ક્રમની આ કથા છે.

પ્રેમ એ શું છે ? Infatuation છે ? ભ્રમણા છે ? સ્ત્રીપુરુષના શરીરનું કેવળ જાતીય આકર્પણ છે ! કે માનવી

જીવનનું ધારણપોષણ અને સંવર્ધનનું મહામોલું પવિત્ર તત્ત્વ છે?

અને આ પ્રેમ કેમ ઉપજે છે? પ્રેમ કેમ પ્રાપ્ત થાય છે? તેલફૂલેલ નાખવાથી? અંજન કરવાથી? વેશભૂષા સજવાથી? કે પરસ્પરનાં આનંદ, અર્પણ અને તિતિક્ષામાંથી?

મને કવિની ‘ઉષા’ જેવું સંવનન સુલભ નહોતું. તેમજ લગ્નજીવનમાં ‘ઇન્દુ અને રજની’ જેવું સંવનન પણ પ્રાપ્ત થયું નથી. એટલે વધુ શું કહું?

પ્રેમના પૂર્ણચંદ્રના એકાદ માત્ર કિરણના સ્પર્શની જ આ સ્મૃતિકથા છે.

વાચક, હવે તું આગળ વધ અને સ્પર્શાનુભવની એ કથા તને કેટલી સ્પર્શે છે તે જો.

સિન્ધુબાલા મઝુમદાર

●

# ૧ : સનાતન પ્રશ્ન

રજનીએ ઇન્દુને પૂછ્યું :

"જીવન એટલે શું ?"

ઉત્તર મળ્યો: "કોનું ? મારું કે તારું ?"

રજનીએ ફરી વ્યાકુળ સ્વરે પૂછ્યું: "બોલ રજની, જીવન એટલે શું ?"

પ્રશ્નકારને ઉત્તરકારે કહ્યું: "જીવન એટલે સુખનું પ્રભાત, પ્રકાશ અને અંધકારની લીલા અને સ્નેહના તારકપુષ્પોનો મધુર પમરાટ."

પ્રશ્નકાર હવે ઉત્તરકાર બન્યો.

તેણે કહ્યું: "વારુ, સાંભળ. મારું જીવન ? મારું જીવન એટલે વીણાના તંતુમાંથી ઊઠતો મન્દ્ર સ્વરનો કંપ, મધ્યનો થડકો અને તારસપ્તકનો ચિત્કાર !"

તારા ત્યાં આવી પહોંચી.

તેણે કહ્યું: "તમારા બન્નેની વાત ખોટી. જીવન એટલે સ્વપ્ન. મૃત્યુ એટલે સ્વપ્નભંગ."

નીચે રસ્તા પરથી એક સાધુ સારંગી બજાવતો ગાતો ગાતો ચાલ્યો જતો હતો.

"જીવન હૈ સંગ્રામ બાબા,
જીવન હૈ સંગ્રામ
લે હિંમતસે કામ બાબા,
લે હિંમતસે કામ."

એ સારંગીના સૂરોએ કેટલું સાચું કહ્યું? અને તારાએ તેથીયે કેટલું વધુ ઉમદા સત્ય ઉચ્ચાર્યું? એણે કહ્યું: "જીવન એટલે સ્વપ્ન. મૃત્યુ એટલે સ્વપ્ન ભંગ." પણ એણે ય તે એક વાત કહી નહીં. જીવન એ સ્વપ્ન ખરું. સ્વપ્ન સુખનું ય હોય અને દુઃખનું ય હોય. સ્વપ્નનું સુખ જેમ ટકતું નથી. તેમ સ્વપ્નનું દુઃખે ય સાચું હોતું નથી.

પણ એ સુખદુઃખની સ્મૃતિ તો ટકે છે જ. તારાએ કહેવા યોગ્ય ન કહ્યું તે આ જ. કે જીવનમાં અનુભવેલ પ્રેમની યાદ તે જ સ્વપ્નની સ્મૃતિ.

ઇન્દુએ ફરીવાર રજનીને પૂછયું: "બોલ, જીવન એટલે શું?"

"જીવન એટલે પ્રભાત" રજનીએ કહ્યું.

હા, સાચે જ શું પ્રભાત ? પણ એક પ્રભાતના ઉદયથી માંડીને બીજા પ્રભાતના પ્રાકટ્ય સુધીમાં કેટકેટલા પરિવર્તનના પરદાઓ પડે છે ને ઊપડે છે ? પ્રભાતનો ઉદય આકાશમાં અજબ રંગની છટા પ્રકટાવી દે છે. જગત પર તે રંગ અને રસનાં છાંટણાં છાંટે છે. પંખીની પાંખોમાં પ્રવૃત્તિ અને કંઠમાં સંગીત ભરી દે છે. મનુષ્યની આંખોમાં આશા અને હૃદયમાં રસ સીંચી દે છે.

પણ એ જ પ્રભાત જતાં મધ્યાહ્ન કેવો તપે છે ? સવારની મનોરમ અને સુખદ રંગપ્રકાશની કલા આથમી પ્રચંડ તાપ અંગઅંગને, પશુપંખીને અને વનસ્પતિને બાળે છે. પ્રખર આકાશ સામે દૃષ્ટિ ફેંકતાં દૃષ્ટિમર્યાદા ટૂંકી થઈ જાય છે અને ચારેકોર ઝાંઝવાં જ ઝાંઝવા જણાય છે. સૂર્યોદયની શીતળ હવા પાતળી થઈને ઊંચે ઊડતી જાણે પોકાર કરતી જણાય છે: "શાંતિ ! શાંતિ ! શૈત્ય ! શૈત્ય !"

એ પોકાર કોણ સાંભળે છે ? એ બોલ કોણ ઝીલે છે ? એ સાદને કોણ આવકારે છે ? અંતે મધ્યાહ્ન નમે છે. અને સંધ્યાના ઓછાયા ઊતરે છે. સ્ત્રીનો પાઠ કરતો કોઈ કુશળ પુરુષનટ, સ્ત્રીનું મોહક અને માદક રૂપ લઈ, અભિનવ વેશભૂષા કરી, રંગભૂમિ પર પ્રવેશી પ્રેક્ષકોનાં ચિત્તને પ્રફુલ્લિત કરે છે તેમ પ્રભાતના જ રંગો ફરી વાર સંધ્યાની સાડીમાં ભરેલા જણાય છે. સવારનું જ સંગીત ફરી વાર સાગરના ઘુઘવાટમાં શ્રવણગોચર થાય છે. ફરી

વાર સૃષ્ટિના જીવો આનંદ અને ભોગની લાલસામાં, શાંતિની સનાતન શોધમાં સંધ્યાનો સત્કાર કરે છે. જગત પ્રવૃત્તિનું હળ હેઠે મૂકી દે છે.

—અને તે પછી આકાશના નીલ, ભવ્ય, અમર્યાદ વિતાનમાં એક પછી એક તારલાઓ ટમટમવા માંડે છે. તારલાઓનું મંદ મંદ સ્મિત, સ્મિત નહીં મૂક અને નીરવ પ્રેમસંભાષણ, જગત જનોને મુક્તહાસ્યનો વ્યર્થ ખખડાટ છોડી, પ્રેમીજનના હૃદયની સ્નેહપુલકિત અવસ્થા જેવાં મંદ મંદ સ્મિતનો મહિમા સમજાવે છે વાણીની વૈખરીને છોડીને નેત્રને ઇશારે ઊકેલાતાં રહસ્યો અને પામી શકાતાં પ્રેમગૂઢોનો મહિમા ફરી વાર સમજાવે છે.

—અને ત્યાં રજની આવે છે. રજની આવે છે ને ઘડીભર લાગે છે કે રજની એટલે તિમરનાં પૂર, ભયંકર અંધાર, નીરવ શાંતિ, ગંભીર માન, ગહન ઊંડાણ, પ્રલય કાળ પહેલાંની જાણે અવસ્થા.

રજની અકળાય છે, પીડાય છે, એકલતાની વ્યાકુળતાથી મૂર્છા પામે છે. સહચારના સાદ એના અંતરના ઊંડા ઊંડા ખૂણામાંથી ઊઠે છે. એ સનાતન સાદને સાંભળનાર કોણ હોય છે ?

ઇન્દુ.

રજનીના આગમનની રાહ જોતો ઇન્દુ. અને ઇન્દુના આગમનની વાટ ભાળતી રજની. પ્રેમના અભિષેકનો

અભ્યર્થી ઈન્દુ ! પ્રકાશની કોમળ કલાનો કલાવંત ઈન્દુ ! સૌમ્ય, શીતળ અમૃતધારાનો અભિષેકકર્તા ઈન્દુ !

ઈન્દુની કલા રજનીની હૃદયકલાને વિકસાવે છે. મોરના પીંછાના અગણિત રંગબેરંગી રંગભરત જેવી ઈન્દુ પોતાની એક એક કલા રોજ ભરતો જાય છે, અને રજનીના હૃદયાકાશને ઉજાળતો જાય છે, પ્રકાશનો પટ વિસ્તારતો જાય છે. સ્નેહચુંબક ફેંકતો જાય છે.

રજનીને લાગે છે: અહા ! શો મારો ઈન્દુ ! શી એની કલા ! શો એનો પ્રકાશ ? કેવી શીતળ એની હૂંફ જીવનકલાનો કલાધર ! પ્રેરણા અને પ્રવૃત્તિનો પ્રેરકસ્વામી. સુખ, ઉલ્લાસ, આનંદનો અધિષ્ઠાતા ! કેવું સ્વર્ગમય જીવન ! અનંતકાળ એ ટકો !

ઈન્દુઘેલી રજની ! એને કયાં ખબર છે કે એના સુખની અવધિ કેટલી અલ્પ નિર્માઈ છે !

ત્યાં પાછળથી રાહુ રાક્ષસ આવે છે. ઈન્દુ ઘવાયલો—ક્ષીણ થયેલો પડે છે. ઈન્દુ રાહુઉદરમાં સમાય છે.

અને રજની ઈન્દુના પવિત્ર પ્રેમને રટતી, સ્નેહ જીવનનાં સ્મૃતિ ચિત્રોને તાજાં કરતી, આંસુના અવિરત અભિષેકો ધરતી, ઈન્દુના પુનર્મિલન માટે પોતાનું પ્રયાણ—પોતાની પરિકમ્મા ચાલુ જ રાખે છે.

વાચક, રજનીને એનો વહાલો ઈન્દુ મળશે ?

આકાશ શાસ્ત્રી કહે છે: “હા, કૃષ્ણપક્ષ પૂરો થશે.

શુક્લપક્ષ ઉદિત થશે. તિમિરપૂર ઊલેચાઈ જશે. પ્રકાશના ધોધ ફરી વાર રેલાશે. ઈન્દુ ફરીવાર પ્રકાશશે. ફરી ઇન્દુ કલા પ્રસરાવશે. ફરી વાર રજની અને ઈન્દુનું અદ્ભુત સ્નેહમિલન થશે."

પણ વાચક, અંતરીક્ષ આકાશની રજનીએ જગત પર પુરુષદેહે અવતરવું ઉચિત ધાર્યું. અને વ્યોમના ઈન્દુએ સ્રીરૂપે.

મૃત્યુલોકનો રજની અને ઈહલોકની ઈન્દુ.

એ બન્નેનું પુનર્મિલન થશે ?

●

## ૨: રમણીય મુઝવણ

બગીચાનાં પુષ્પો સવારે ખિલ્યાં અને સાંજે ખરી પડયાં. વળી પાછો આવતી કાલે બગીચો પુષ્પોની પચરંગી શોભાથી શોભી ઊઠશે, અપૂર્વ સુવાસથી મઘમઘી ઊઠશે અને સાંજે વેરાન થઈ જશે.

ઇન્દુ રે ! કેટકેટલાં સ્મરણકુસુમો તું અહીં મૂકી ગઈ છે ? નથી તેનો રંગ ફિક્કો પડયો કે નથી તેનો પરિમલ લેશમાત્ર ઓછો થયો. તારી પ્રીતિનાં પુષ્પો જેમનાં તેમ રહ્યાં છે.

અહા ! તારી પ્રીતિવેલે કેટકેટલા સ્મરણ કુસુમપુંજ ઊતર્યા છે રે ?

તે દિવસે તેં પાડોશના સૂર્યકાંતભાઈના નાના કિરણની સામે જાતજાતના ખુશબોદાર અને રંગબેરંગી

ફૂલોનો રાશિ કર્યો હતો. ફૂલ જેવો નાનો કિરણ પાંદડી જેવા પોતાના મૃદુલ હસ્તો હલાવતો ફૂલોના એ માદક રાશિ પર કેવો તૂટી પડ્યો હતો ?

એક રંગીન પુષ્પ ઊંચકે ને બીજું લે. એકની સુગંધ લઈ મૂકે ને બીજું વળી નાકે અડાડે. બોલતાં ન શીખેલો એ નાનો કિરણ પોનાના ભાવો પ્રગટ કરી શકતો નહોતો. પણ ખુશબોદાર રંગબેરંગી ફૂલો મળતાં એના હૃદયમાં પ્રગટેલી સૌંદર્યપિપાસા અને ભાવોની રમણીય મુઝવણ, આપણાથી કાંઈ ઓછી જ છાની રહી હતી ?



## ૩: પ્રથમ પરિચય

તને યાદ છે આપણે પ્રથમ ક્યાં મળ્યાં ?
તને યાદ છે આપણે એકમેકને ક્યારે જોયાં ?

ગામના પાધર જેવા શહેરના ય એ પાધર જેવા છેવાડે તારી શાળા હતી. આંબાની ઘીચ વનરાજીમાં આવેલ તારી શાળાનું એકાંત મકાન. ત્યાં ગ્રીષ્મ અને વસંતમાં કોયલ હંમેશ ટહૂકતી. પ્રભાતના મધુર વાતાવરણમાં પક્ષીઓનું સંગીત પ્રાણને ભરી દેતું. મધ્યાહ્નનો ધોમ ધખે ત્યારે વાતાવરણ શાંત અને નીરવ બની જતું. સંધ્યાના ઓળાએ આખું વાતાવરણ નવરંગે રંગાઈ જતું. એ ધોરી મારગ પર રંગબેરંગી સાડીઓમાં સજ્જ થઈ અનેક લલિતાંગીઓ, બીજાં કેટલાં ય યુગલો અને ઇતર માનવસમુદાય હંમેશ સાંજરે ફરવા નીકળી પડતો.

વાહનોના વ્યવહારથી એ સરિયામ રસ્તો ગાજી ઊઠતો અને ત્યારે તારી શાળાની ખૂબ જાહેરાત થતી.

શાળાની એ જાહેરાત મારે કાને ય આવી હતીસ્તો. એવી જ એક સુભાગી સાંજે હું પણ ફરવા નીકળ્યો હતો. તારી શાળાનું પાટિયું આંખે ચડયું ને તે જ મહિનામાં તારી જાહેરાત પણ મારે કાને આવી.

શિયાળાની એક સુમધુર સવારે, ગુલાબી ઠંડીની માદક અસર અનુભવતો, હું મારા કામેથી પાછો ફરતો હતો. કામસર પાસેના પરામાં ગયો હતો. બસ ન મળતાં ત્યાંથી પગપાળા પાછા ફરવાનું જ મેં પસંદ કર્યું. તારી શાળા પાસેથી પસાર થઈ રહ્યો હતો. સવારના અગિયારનો શુમાર હતો અને ત્યાં બીજા સોબતીઓ ભેળી લાલ કસુંબલ કોરની પહોળી સ્વચ્છ સફેદ સાડીમાં આચ્છાયેલી, કાળા ભમ્મર જેવા સરળ વાળ ઓળેલી તું આકર્ષક ચાલે ચાલી આવતી હતી.

મેં તને જોઈ. યુવકસુલભ લજ્જા અને આકર્ષણે મેં તને જોઈ. અને ન જોવાનો પ્રયાસ કર્યો. તેં ય મને જોયો. તારા હૃદયમાં ત્યારે શો ભાવ હતો ? તે તો તેં પાછળથી વર્ણવ્યો ત્યારે જ મને જણાયો.

લગ્ન પછી, એક દિવસ તેં તારો તે હૃદગત ભાવ વર્ણવતાં મને કહેલું:

"તમને લાંબા વખતથી જોતી. દૂરથી ઓળખતી. પણ કઇ યુવતીને કે કિશોરીને આપણે ત્યાં પુરૂષનો સીધો

પરિચય સાધવાની તક મળે છે? હું ય તમારી પ્રવૃત્તિઓને દૂરથી જ જોતી. તમારે વિષે ઘણું ઘણું સાંભળતી.

થોડાક દિવસો બાદ તમારું લખેલું એક નાનુંશું સુંદર પુસ્તક મને સાંપડ્યું. તે આખું હું સપાટાભેર રસપૂર્વક વાંચી ગઈ. તે પુસ્તકના વાચન પછી મને વારે વારે ઉમળકો આવતો: "મને–મને આવો ઈચ્છાવર મળે તો?"

અને લગ્નકાળ પહેલાંની તારી વરપ્રાપ્તિ માટેની ઈચ્છા જ્યારે આકસ્મિક અને સહજ રીતે છતાં સત્યસ્વરૂપે સિદ્ધ અને સફળ થઈ ત્યારે તારા હૃદયસિંધુમાં સંતોષના કેવા તરંગો ઉછળતા હતા? એવા જ સંતોષ તરંગોના તાલે તાલે નાચતાં નાચતાં એક દિવસે તેં તારી મોટીબહેન પર એક ભાવભરપૂર પત્ર લખ્યો.

એ પત્રમાં તેં લખ્યું હતું:–

> "મોટી બહેન, નાતમાં શોધ્યો ન જડે એવો વર મને મળ્યો છે. મારી અપેક્ષા બહાર હું સુખી છું."

અને પછી એ પત્ર ટપાલમાં નાંખવા પહેલાં તેં મને બતાવ્યો. તારી મારા પ્રત્યેની કૃતજ્ઞતા, મારા વિષેની આસક્તિ અને અપાર પ્રેમ એ પત્ર દ્વારા જ હું જાણવા પામ્યો.

મેં સહેજ ગમ્મત કરવા તારું લખેલું વાક્ય તને જ વાંચવા કહ્યું:

તેં વાંચ્યું: "મોટીબહેન, નાતમાં શોધ્યો ન જડે.

એવો વર મને મળ્યો છે."

મેં તને કહ્યું: "ત્યારે નાતમાં હું મળ્યો. પણ નાતબહાર તો મારા કરતાં સરસ વર શોધેલો જડત ને ?"

તું દીનભાવે બોલી: "બળ્યું. અમે કાંઈ તમારી પેઠમ વકીલ થોડાં જ છીએ. તમે તો શબ્દેશબ્દના અવળા અર્થ કરો છો. અમારી બૈરાંઓની સૃષ્ટિ નાત પૂરતી જ હોય એટલે મેં આમ લખ્યું."

એટલે મેં પૂછ્યું: "ખરેખર, ઈન્દુ ! મને પામીને તું સાચે જ આટલી બધી સુખી છે ?

જવાબમાં તેં માત્ર તારી ચંપકવર્ણી ડોક હલાવી અને આંખના ઈશારાએ જ ઉત્તર વાળ્યો.



## ૪: અપૂર્ણ મુમૂર્ષા

લગ્ન પછીનો પહેલો જ મહિનો. તે સમયનો આપણો પ્રેમ બુદ્ધિ અને ઊર્મિ પ્રધાન છતાં અલ્પકાલીન હતો.

પ્રેમ પરિચયે જ વધે છે અને સમયના વહેણે સુખદુઃખમાં ગાઢ થાય છે એ સમજ આજના જેટલી ત્યારે સ્પષ્ટ નહોતી. એટલે તો હું તારા પ્રત્યે મારો પ્રેમ ઠાલવતો. મારી બધી ભક્તિ, બધી પૂજા તારા વિષે જ હતી. એ પ્રેમ અને ભક્તિના પ્રત્યુત્તરની એવી જ ઉત્કટતાથી તારા તરફથી હું અપેક્ષા રાખતો. ત્યારે મને તારી તે સમયની કરુણ મનોદશાની મુદ્દલ ખબર નહોતી.

લગ્નના પરિણામ રૂપ તારે તારી વહાલી બાને ત્યજવી પડી હતી. ભાઇ ભાભી ભાણેજોનો વિયોગ સ્વીકારવો પડયો હતો. પિયરનું વિરહદુઃખ, મિત્રમૈત્રિણીઓનો

વિયોગ તારે માટે તાજાં હતાં. એ તાજું દુઃખ તાજા ઘાની પેઠે તને સતાવતું અને સંતાપતું હતું.

સ્વેચ્છાએ સ્વીકારેલ અને સ્વહસ્તે આમંત્રેલ છતાં લગ્ન એ તારે માટે એક પ્રકારનું નવું જીવન જ હતું. તારે માટે લગ્ન એ પરિચિત જૂની સૃષ્ટિની વિદાય અને નવી સૃષ્ટિમાં પ્રવેશ હતો.

મારા પ્રેમના પ્રત્યુત્તરની હું બહાવરો બની અપેક્ષા કરતો. તું સાવ નિરુત્તર રહેતી.

લગ્ન પહેલાં સૂર્યમુખીનાં સોનેરી પુષ્પોને અનેક વખત જોયાં હતાં. હાથમાં ય લીધાં હતાં. સૂર્ય સામે ધર્યાં હતાં. તે જોઈને વિચારતો : સૂર્યમુખી સૂર્યને જોઈ ને એકદમ ખિલવા માંડે છે. સ્ત્રીનું હૃદય પણ પોતાના જીવનપ્રભાકરના દર્શને એકદમ ખિલતું હશેસ્તો ?

પણ મારી એ કલ્પનામાં પ્રેમના અપ્રકટ અને બહારથી મંદ જણાતા વિકાસે આશંકા ઉમેરાઈ. તેથી એક રાત્રે વિચાર આવ્યો. અપરિણીત અવસ્થા શું ખરે જ આ પરિણીત અવસ્થા કરતાં ઉત્તમ નહોતી ? અપરિણીત હતો ત્યારે કેટલો નિશ્ચિંત, બેફિકર, સુખી હતો ? વધુ સુખી થવા અને આનંદના સમુદ્રમાં આળોટવા લગ્ન કર્યું. અને છતાં ય........એ જ મનોવિષાદ, હૃદયઘમસાણ, એ જ દર્દ ?

આવા વિચારવમળમાં સપડાયેલ હું વળતે દિવસે

તારી સાથે કાંઈક બોલ્યો. મેં કશુંક સખ્ત કહ્યું. તું ચિઢાઈ. હું બમણો ચિઢાયો. તારી અને મારી બોલાચાલીની કશી મર્યાદા જ ન રહી. તેં ગુસ્સામાં મારા હૃદય પર અજાણ્યે શબ્દબાણ ચલાવ્યું. એ ઘા કારી નીવડ્યો. જખમ ઊંડો થયો. અને ઘડીભર તીવ્ર મુમૂર્ષાને વશ થઈ મેં જીવનનો અંત આણવાનો મનસૂબો ઘડ્યો.

ગર ગર ગર ગર આંસુથી ભીના થતા ગાલે, રુદ્ધ કંઠે, વેદનાના અકથ્ય ભારથી ફાટી પડતા હૃદયને દબાવી હું મકાનના દાદરાનાં પગથિયાં સડસડાટ ઊતરી ગયો. અને પછી જાણે ધોરી રસ્તા પર દોડવા લાગ્યો.

પણ હાય ! તારું હૃદય, એક સ્ત્રીનું હૃદય તુરત જ પશ્ચાતાપની પ્રચંડ ચિતામાં ભડભડ બળવા લાગ્યું. તને વહેમ પહોંચ્યો. તું મારી પાછળ પાછળ દોડતી આવી. પહેલાં તેં મને ધીમે સાદે બોલાવ્યો. થોભવા કહ્યું. હું ગુસ્સાથી બળતો હતો. થરથર થરથર કાંપતો હતો. તેથી મેં તારા શબ્દોને હવામાં જ વિલીન થવા દીધા. મારો ચાલવાનો વેગ વધ્યો. તેંય તારી ગતિ વધારી. હું રડતો જતો હતો. તેં તે જોયું. તેં કેટલી ય બૂમો મારી. હું ન જ થોભ્યો. આગળ ને આગળ હું વધતો જતો હતો. જાણે રેલના પાટા પર સૂઈ જવાના ઈરાદે.

તેં કરુણ ધા નાંખી. મને સમ દીધા. બધિર અને અંધ એવો હું તે સાંજે ન જ અટકયો. અંતે તું બધા બળને એકત્ર કરીને હરણગતિએ દોડી. મને

પકડચો. અને મારા હાથમાં હાથ રાખી કહ્યું:

"ચાલો, હું પણ સાથે જ આવું છું. સાથે જ કપાઈ મરશું."

—ને એટલું બોલતાં જ ઢગલો થઇ તું તૂટી પડી.

મારો નિશ્ચય, મારો રોષ, મારી ઉત્કટ મુમૂર્ષા બોજી પળે ઓગળી ગયાં. હું શુદ્ધિમાં આવ્યો. આપણે બન્ને ઘેરે પાછાં વળ્યાં ત્યારે છેક અંધારું થઈ ગયું હતું. મે કશું ખાધું નહીં. તેં પણ તે રાત્રે ખાધું નહીં. તે ભૂખે પેટે વીતાવેલી અવિસ્મરણીય રાત! તે રાત્રે રૂદન એ જ આપણો ખોરાક!

ખૂબ રડી રડીને આપણે પેટ ભર્યું અને આંસુના અભિષેકે તરસને છીપાવી. મારો ડૂમો કેમે કર્યો મટતો જ નહોતો. તું અંતે કઠણ થઈ. મા, બાળકને જેમ ગોદમાં લે તેમ તેં બળપૂર્વક મને ખોળામાં લીધો. વાંકી વળી મારું રોતું મોં તારી છાતી સરસું દાબ્યું. કાલાવાલા, આજીજી અને આર્જવ કરી મને સર્વ કાંઇ ભૂલી જવા કહ્યું. મારી ક્ષમાપ્રાર્થના યાચી. અને તે બધું કેવી રીતે? આંખોમાં અને હૈયામાં આંસુના પૂર છતાં મનને અજબ રીતે કઠણ કરીને.

એ એક જ રાત્રે—એ એક જ કલહે આપણને એકબીજાંની કેટલાં નિકટ આણી દીધાં? એ એક જ ઘટનાએ આપણને પરસ્પર કેટકેટલાં સ્નેહાસક્ત કરી મૂકયાં?

હાય! પણ માનવીજીવન કેટલું અકળ અને વિચિત્ર છે? તે સાંજે મરવાને બેબાકળો બનેલો હું હજી–હજી જીવી રહ્યો છું. અને જીવનની આશા, તૃષ્ણા, લાલસાના પ્રબળ પાશમાં દૃઢ રીતે જકડાયેલી તું એ પાશને અળગા કરીને મૃત્યુને ભેટવા ચાલી નીકળી!

રે! તારી જિજીવિષા કેટલી તીવ્ર હતી? સુખોપભોગની તારી લાલસા કેટલી બધી પ્રબળ હતી? ઘર સંસારને શણગારવાની કેટકેટલી અવનવી ઇચ્છાઓ તેં હૃદયમાં પૂરી રાખી હતી?

તેથી ક્યારેક વાતોએ ચઢતાં તું કહેતી—

"જુઓ, મારા ગળા પર તલ છે. એ મારાં મહદ્ ભાગ્યની નિશાની છે."

અને એકાંતવાસમાં તારી છાતી પરનો તલ તને બતાવી હું પૂછતો—

"બોલ, આ શાની નિશાની છે?"

"એ તલ મારી લાંબી જીવાદોરીનો છે," તું બોલતી. અને સહેજ અટકી વળી કહેતી: "હું સાઠ વર્ષ જીવવાની છું."

હું આશિષો આપતો.

"ચાલો, ડોશી થઇને મરજે. સાત છોકરાંની મા થજે. અને હું ન હોઉં ત્યારે છૈયાંછોકરાં અને વહુવારુઓથી

ભર્યુંભાદર્યું ઘર જોઈ જીવને સુખમાં પરોવજે."

પણ મારા એ ઉદ્ગારોએ તુરત તારી આંખો ઉગ્ર બની જતી. વાત પૂરતો ય તારાં પહેલાં મારા મરણનો ઈશારો માત્ર તને કંપાવી મૂકતો.

સાચે જ, કઈ પતિરતા સ્ત્રી પોતાના પતિના મરણનો સ્વપ્ને ય ખ્યાલ કરી શકે છે ? પોતાના સ્વામી પહેલાં સૌભાગ્ય ચૂડલાસહિત પોતે જ પહેલી નીકળી જાય એવી એની એના ઈષ્ટદેવ પાસે હંમેશની પ્રાર્થના હોય છે.

તું આસ્તિક હતી. તે તારા દેવે તારી પ્રાર્થના સાંભળી અને આંખના પલકારામાં સૌભાગ્યચૂડલે, સિંદુર પૂરેલ સેંથે, કાજળભરેલ નેત્રે, પાનભરેલ મુખડે, કંકુભરેલ ભાલે તને નિમિષમાત્રમાં ઉપાડી લીધી.



# ૫: ગુલાબનું ફૂલ

મારી સાથે પથારીમાં પડચાં પડચાં, એક રાત્રે તેં તારા બાલ્યકાળની સ્મરણગીતા ઉઘાડી. આ રહ્યું તેનું એક પાનું.

"બા રજસ્વલા હોય ત્યારે મને બોલાવી કહેતી: 'બેટા ઇન્દુ, ઇષ્ટદેવની પૂજા આજે તારે કરવાની.'

ડાહી ડમરી બની, રેશમી ઘાઘરી અને કબજો પહેરી હું દેવસિંહાસન પાસે બેસી ચંદન ઘસું. દેવોની મૂર્તિઓને દૂધ અને પાણીથી સ્નાન કરાવું.

એટલામાં બા કહે: "બેટા ઇન્દુ, દીવો પેટાવવો તો તું ભૂલી જ ગઇ."

હું એકને બદલે બબ્બે દીવા પ્રગટાવું.

બા દુર ઊભી રહી મને પૂજા કરતાં શીખવે.

બા કહેઃ 'બેટા, લે પેલું ધતુરાનું સફેદ આસમાની રંગનું લાંબુ ફૂલ. તે મહાદેવને ચઢાવ. પેલી દુર્વા ગણપતિ પર મૂક. પેલાં બિલીપત્ર મહાદેવને અર્પણ કર.'

અમારા ઘરમાં બધા દેવો પૂજાતા. શનિવાર આવે એટલે બા મને સાથે લઇ હનુમાનજીને મંદિરે જાય. રસ્તામાંથી આકડાના પુષ્પની માળા મને અપાવે. થોડાં છૂટાં ગુલાબનાં ફૂલો પણ લઈએ. હનુમાનમંદિરે જતાં, રસ્તે ચાલતાં, હું બાને પૂછું: 'બા, હનુમાનજીને આકડાની પુષ્પમાળા કેમ? મહાદેવને ધતુરાનાં ફૂલ કેમ? ગણપતિને કરેણ અને દુર્વા જ કેમ?'

બા મને ચૂમી ભરીને કહેઃ 'બેટા, કેવું કેવું તું પૂછે છે? મોટી થઈને એવી જ જિજ્ઞાસા જાળવી રાખજે.' અને પછી ધીમેથી મને સમજાવેઃ– 'ધતુરો ચંદ્રમૌલિને ગમે, આકડો અંજનીસુતને ગમે, માટે તેમને ગમતાં ફૂલ આપણે તેમને ચઢાવીએ.'

'પણ બા, દેવોને સુંદર સુંદર ફૂલો છોડી આવાં સાદાં ફૂલો કેમ ગમે? આપણી વાડીમાં ચંપો થાય છે. ગુલાબ ખીલે છે. ગુલાબની પાંખડીનો રંગ કેવો સરસ હોય છે? એનો મઘમઘાટ પણ મનને કેવો તર કરી દે છે?' હું બાને વળી પૂછું.

બા મને સમજાવેઃ 'બેટા, આપણે સામે બારણે પેલાં રતનકાકી રહે છે ને?'

હું માથું ધૂણાવી કહું: 'હા.'

'તેમનો કીકો એક પગે લંગડો છે તે તું જાણે છે ને?'

હું ફરી બોલું: 'હા.'

'રતનકાકીને લંગડો લંગડો એમનો કીકો વહાલો અને મને તું. જેનું તેનું ફૂલ જેને તેને ગમે. તું મારું ફૂલ. કીકો રતનકાકીનું ફૂલ."

અને એટલું કહીને બા મને બન્ને હાથે બળવડે રસ્તામાં જ ઊંચકી લે અને મારા ગાલ પર પ્રેમભરેલ એક ચૂમી લે.

'બા, હું તારું ફૂલ ? તારી સેવામાં મને કોણે ચઢાવ્યું ?' હું પ્રશ્ન કરું.

'બેટા, તારા બાપુએ.' બા કહે.

'બા, હું ફૂલ. પણ શાનું ફૂલ ? આકડાનું, ગલગોટાનું, ધતુરાનું, ચંપાનું, ગુલાબનું ?'

'બેટા, તું મારું ગુલાબનું જ ફૂલ. ગુલાબનું ફૂલ સૌ દેવોને ગમે. સૌ કોઈને ખપે.'

સૂતો સૂતો હું એ તારી સ્મરણવાંસળી સાંભળતો હોઉં. વાંસળી એકાએક વાગતી બંધ થાય. હું પડખું ફેરવીને જોઉં, તો તું ત્યાં ઘસઘસાટ ઊંઘવા મંડી હોય.

તારી બાએ ઉચ્ચારેલા, તારા કહી બતાવેલા તે શબ્દો ફરી મારા કર્ણપટે અથડાયા કરે:

'તું ગુલાબનું ફૂલ. ગુલાબનું ફૂલ હરકોઈ દેવને

હરકોઈ અવસ્થામાં ચઢે.’

હું વિચારું: ‘સ્ત્રીનું જીવન એ પુષ્પના જેવું જ કુમાશ, સૌરભ અને સૌંદર્યભર્યું નથી શું ? જે એને જાળવી ન જાણે તેને કદાચ એના કાંટા ભલે ભોંકાતા હશે પણ જે એ ફૂલને ફૂલવીને ફાળવી જાણે છે તેને તો એ સરસ રીતે ફળે છે. ગુલાબના ફૂલ જેવી જ સ્ત્રી જીવનની અવસ્થાઓ નથી શું ? સ્ત્રી કુમારી હો, સૌભાગ્યવતી હો, વિધવા ભગવતી હો–કલિરૂપે, પાંદડીરૂપે, પૂર્ણવિકસિત ફૂલરૂપે નિરંતર ગુલાબ જ ગુલાબ રહે છે.’

ઈન્દુ ! તેં પણ ગુલાબ બની મારા જીવનમાં ગુલાબી નથી આણી શું ?

ગુજરાતના કોકિલકંઠી મારા શિક્ષક કવિ લલિતજીની પંક્તિઓ મને હજીયે યાદ આવ્યા કરે છે. તેમણે ગાયું છે:

“ખિલે જે દિલ ચમનનાં ફૂલડાંની દિલગુલાબી,
ઝિલે એ ગુલબદનનાં તુજ વદન ફૂલની ગુલાબી.
તને જોતાં, તુમાં હું જોઉં મુજ સ્વર્ગો ગુલાબી,
જુએ તું ત્યાં, મને હું જોઉં બસ, તુંમય ગુલાબી !”

ગુલાબનું ફૂલ તને કેટલું–કેટલું–કેટલું પ્રિય હતું ? રોજ રોજ ગુલાબનાં ફૂલ તું તારા અંબોડામાં ખોસતી. રોજ શાળાએ જતાં હાથમાં રાખતી. મારા કોટના બુતાનમાં પરોવી દેતી. મેજ પર ગુલાબના ઢગના ઢગ ખડકતી. બાલક શિષ્યોના ચિત્રપુસ્તકોમાં તેમને ગુલાબો ચીતરી આપતી. મધુરજનીની રાતોએ, વસંતની પ્રાણપ્રફુલ્લ

ઋતુમાં પથારીમાં ગુલાબની છૂટી પાંદડીઓ જ વેરી દેતી. ગુલાબના ફૂલની છૂટી પાંદડીઓ તારા પુસ્તકોને પાને પાને મૂકી દેતી. ગુલાબનું ફૂલ કરમાય ત્યારે તેને તારી 'હેંડબેગ'માં જાળવતી.

ગુલાબ તારા ગાલોમાં તેં ભર્યાં ભર્યાં શાખ્યાં હતાં. એ ગુલાબોને મારા ઓઠો અડતા ત્યારે તે કેવા પ્રફુલ્લ બનીને ખીલી ઊઠતા ? કદીક એ જ ગુલાબોને હું ગલોચિયાં કરતો ત્યારે તે કેવા રાતા રાતા બની રહેતા ? એ જ ગુલાબો પરથી તેં અનન્ય એવાં પ્રેમ અને સ્નેહનાં અમુલખ આંસુઓ વહાવ્યાં છે, જેને મેં એ ગુલાબો પરથી જ અનેક વાર ચૂમ્યાં અને ઝીલ્યાં છે.

ક્યારેક તારા ગાલના ગુલાબે, હું મારા હજામત વધેલા ગાલો અડાડતો, ત્યારે તું કેવાં મર્માળાં અને અર્થપૂર્ણ વચનો ઉદ્ગારતી ?

“અમ સ્ત્રીઓના ગુલાબ તો કાંટા વિનાનાં. સૌ કોઈ એને સૂંઘવાને અને ચૂમવાને લોભાય. બળ્યા તમ પુરુષોના ગુલાબોના કાંટા તો શૂળ પેઠે ભોંકાય.”

બીજે દિવસે હું હજામતથી ગાલો સુંવાળા કરી, ગાલેગાલ અડાડું અને પછી કહું: “આજે તો મેં મારા ગુલાબના કાંટા કાઢી નાખ્યા છે. હવે તો તને ભોંકાતા નથી ને ?”

સ્નેહ અને સ્પર્શના દિવ્ય સ્વપ્નમાં ડૂબેલી તું

આંખો મીંચી રહી માત્ર નિરુત્તર પડી રહેતી.

પણ તારું નિરુત્તર પડી રહેવું મારા હૃદયમાં ક્યારેક વ્યથા ભરી દેતું.

હું વિચારતો: સ્ત્રીનું ફૂલ જેવું જીવન પુરૂષના ખરબચડા જીવનને કેટલું સુંવાળુ, સુખકર, સુગંધીમય બનાવે છે? પોતે ચિમળાઇ અન્ય જીવનને ખિલાવે છે. પોતે ગંધહીન બની બીજાને સુગંધિત બનાવે છે!

અને પુરુષનું જીવન? ઘણી વખત તે, જાણ્યે-અજાણ્યે સ્ત્રીના ફૂલજીવનને પગ નીચે કચરી નાખે છે. તેની પાંદડીઓના ચૂરેચૂરા કરી નાખે છે. ક્યારેક કળિયોને મસળી નાખે છે.

અને પુરુષોના એ નિષ્ઠુર વર્તન છતાં, સ્ત્રીનું ફૂલજીવન એનું વિકાસહાસ નિરંતર ધરતું જ જાય છે. એ ફૂલજીવન એનો પરિમલ ત્યજતું જ નથી. કચરાતું, ચિમળાતું, મુરઝાતું તે પોતાની પાછળ સૌરભ અને સ્મરણ મૂકી જ જાય છે.



## ૬ : એંજિન, ડબ્બા અને ગાર્ડ

પાડોશનાં કિરણ, કોકિલા, માલતી, મદન અને મૃદંગી "છુક છુક ગાડી" રમતાં હોય. કિરણનું ખમીસ કોકિલાએ પકડયું હોય. કોકિલાનું ફ્રૉક મદને પકડયું હોય. મદનનું ખમીસ માલતીએ ઝાલ્યું હોય અને સૌને છેડે ટીણુકી મૃદંગી હોય જ. એકની પાછળ એક છુક્ છુક્ કરતાં જાય. બાગને એક છેડેથી બીજે છેડે જાય અને બીજેથી પાછાં ફરે. એમની છુક્ છુક્ ગાડીની રમત જોઈ, કયારેક મને પણ લહેર ચઢતી. હું હુકમ છોડું:

"ઈન્દુ, આમ આવ."

"કેમ, શું છે ?"

"આપણે છુક છુક ગાડી રમીએ."

"અક્કલ, આપણે શું કાંઈ નાના કીકાકીકી છીએ

શું ?” તું સામેથી પ્રશ્ન કરતી.

“આપણી બેની વચ્ચે કીકોકીકી આવે નહીં ત્યાં સુધી હું કીકો ને તું કીકી” હું કહેતો.

મારી જીદને હંમેશાં તું નમતું આપતી. છુક છુક ગાડી શરૂ થાય. પણ એંજિન કોણ થાય અને ડબ્બો કોણ બને ? એ વિષેની તકરાર આપણી વચ્ચે હોય જ.

હું કહું: “હું એંજિન, તું ડબ્બો થા.”

તું કહેતી: “હું એંજિન, તમે ડબ્બા.”

હું તને ચીઢવતો: “બેસ, બેસ. પોતાના વરને ‘ડબ્બો’ કહેતાં શરમ નથી આવતી ?”

—અને હું કહેતો:

“ડબ્બાની બૈરી તું ડબ્બી છે.”

પણ એંજિન ડબ્બાની લડાઇ પૂરી ન થાય ત્યાં દૂરથી આપણો તમાશો જોતાં ચંદ્રિકાબહેન અચૂક આવી પહોંચે.

તેઓ કહે: “એંજિન અને ડબ્બાની વાત તો જાણે સમજ્યા. પણ ગાર્ડ કોણ ?” અને આપણી પ્રેમસ્તીમાં ભાગ પડાવતાં બોલે:

“એંજિન ચાલ્યા જ કરે. એંજિન પૂલ પરથી યા પાટા પરથી કદાચ ઊથલી પડે તો ? એંજિન કોઈને કચરી નાખે તો ? ત્યારે બિચારા ડબ્બાનું શું ?”

અને એ કોયડાનો ઊકેલ કરવા આપણે બન્ને અશક્તિમાન છીએ તેની ખાત્રી થાય થાય તે પહેલાં જ ચંદ્રિકાબહેન ધીમેથી મીઠું હસતાં હસતાં કહે:

"જુઓ, તમારી રમતમાં આ મારા નાના કિરણ જેવું એક ત્રીજું પાત્ર ઉમેરો એટલે તમારી રમત સંપૂર્ણ થાય. એ ગાર્ડ થશે અને તમારી ગાડી જોખમરહિત પાટા પર ચાલ્યા કરશે."

આપણા પ્રેમકિલ્લોલમાં વધુ ભાગ ન લેતાં ચંદ્રાબહેન ધીમેથી અદૃશ્ય થઇ જાય.

"હાય બાઈ, મારું શાક બળે છે." એમ કહેતીકને સગડીએ ચઢાવેલ શાકને જોવા તું ય દોડી જાય. ત્યારે ખુરશી પર બેઠો બેઠો હું વિચારમગ્ન બની જાઉં.

હું વિચારું: "ખરે જ, પતિપત્નીનું, સ્ત્રીપુરૂષનું જીવન શું આગગાડીના જેવું જ ? પુરુષ શું એંજિન અને સ્ત્રી બિચારી ડબ્બો ? એંજિન ખેંચે ત્યાં ડબ્બાએ ખેંચાવું રહ્યું ? એંજિન ઊભું રહે તો ડબ્બાએ ઊભું રહેવાનું ? એંજિન ઊંધું વળે, નદીમાં તૂટી પડે, રેલપાટા પરથી ઊતરી પડે, ડબ્બાએ એની પાછળ જ પડવાનું ?

"અને પતિપત્નીના આગગાડી જેવા જીવનમાં ગાર્ડરૂપી બાળક ન પ્રગટે ત્યાં સુધી શું એંજિનડબ્બાની મુસાફરી સદંતર ભયરહિત ન જ ગણી શકાય ?"

## ૭: મનોદેવતાની હારેલી

મારાં તોફાન અને ટીખળોનો કાંઈ પાર જ નહોતો. પણ તું ય મજાકમાં કાંઇ ઓછી ઊતરે એવી નહોતી. એક દિવસે તને રંગે ચઢેલી જોઈ મેં સહેજ કહ્યું: "તને તો કોઇ ધીરગંભીર ડોસાવેરે પરણાવી દેવી જોઇતી હતી."

તું હસી. પણ બીજી જ પળે ગંભીર થઇ ગઇ. અને ત્રીજી જ ક્ષણે તારી ગોળ ગોળ આંખોમાંથી બોર બોર જેવડાં આંસુ ખરી પડયાં.

મને થયું મારી મશ્કરીએ તને વીંધી છે. શરઃસંધાન ખોટું થયું લાગે છે.

મેં તુરત તારાં આંસુ ચૂમી લીધાં. મેં પૂછયું: "બોલ ઇન્દુ, તને મારા સમ છે. તું શું કામ રડી? ઘરડા વર

સાથેના લગ્નનું સૂચન માત્ર તને સાચું નીવડયું છે શું ?"

અને ઉત્તરમાં તે તારું હૃદય ખાલીખમ કરી નાંખ્યું.

તેં તારી લગ્નકાળ પહેલાંની રોમાંચક આપવીતી મને સંભળાવી. તે વરપસંદગીની સમસ્ત કથા અથેતિ કહી. તને સૂચવવામાં આવેલ નામો અને સ્થાનોની બધી માહિતી તેં મને આપી.

તને એક ખૂબ શ્રીમંત, સાધનસંપન્ન આધેડ વયના પુરુષ સાથે પરણવાનું સૂચન થયેલું. વળી બીજી વખતે એક બીજવર માટે દબાણ કરવામાં આવેલું. આ બધાથી કંટાળી ત્રીજી વખતે તેં પોતે જ એક પરિચિત યુવક સાથે આંધળિયાં કરવાનો વિચાર સુદ્ધાં કરેલો. અને એક વધુ વખત તારા અત્યંત નિકટના સગા અને હિતેચ્છુએ જ એના એક અશિક્ષિત, અસંસ્કારી ભાઈ માટે તારી પાસે વાત મૂકી મુરબ્બી ભાવે દબાણ કરેલું.

અને એ દરેક વખતે, દરેક પ્રસંગે તું તારા વડીલોની સામે થઈ હતી. એ બધાં સૂચનોનો તેં અસ્વીકાર કરેલો. સૂચનોના અસ્વીકારને કારણે વડીલો અને સ્નેહીઓનાં મેણાંટોણાંની ઝડી ઝીલેલી. ટીકાનો વરસાદ, ગાળોની અને અયોગ્ય આક્ષેપોની પસ્તાળ પણ વધાવેલાં. અંત સુધી તું અડગ અને નિશ્ચલ રહી અને તારા પોતાના મનોદેવતાએ તને જ્યાં દોરી ત્યાં જ તું દોરાઈ.

તારી એ વીરતાભરી છતાં રોમાંચપૂર્ણ અશ્રુકથા સાંભળી મને તારાં છૂપાં શૌર્ય અને પ્રતિકારબળ માટે કેટલું કેટલું અભિમાન પ્રકટ્યું હતું ? મને થયું: “સમાજ, નાતજાત, રૂઢિરિવાજ, ધર્મ, રાજકીય ગુલામી એ બધાં સામે પ્રતિકાર કરવાની મારી તમન્નાને, તારી પ્રતિકારશક્તિ કેટલી બધી સહાયક, પોષક અને પ્રેરક થશે ?”

અને તારી એ વીતકકથા કહેતાં તારું દર્દ સાવ ઘટી ગયું. તારું હૃદય હળવું થતાં તું ફરી વાર તારા અસલ લિબાસમાં આવી ગઈ. મેં તને પૂછ્યું:

“પણ સુખની છાકમછોળમાં તને રાખી શકે, મોટરમાં ફેરવી શકે, બંગલામાં રાણી તરીકે રાખી શકે એવા શ્રીમંત અને પદવીધર પુરુષને પસંદ કરવો છોડી, તેં મારા જેવા બિનપદવીધર, મુફલિસ અને અત્યંત સામાન્ય માણસનો હાથ શું કામ સ્વીકાર્યો ?”

તેં કહ્યું:

“જે મને સમજે, હું જેને સમજું; જે મને ખૂબ ખૂબ ચાહે. હું જેને હૃદયથી ચાહું, મારી નબળાઈને જે નિભાવે, હું એના દોષને ગળી જાઉં એવો સંસ્કારી વર મારે જોઈતો હતો. એ વર મેં તમારામાં જોયો. અને તેથી જ પહેલા જ દિવસની મુલાકાતે મેં તમારી સાથે જોડાવાનો નિર્ણય કરી લીધો હતો.”

મેં તને અડાવવા કહ્યું:

"પણ તે દિવસે મેં તને મોટો નન્નો સંભળાવ્યો હોત તો?"

"તો?" તેં સહેજ ક્રુદ્ધ સ્વરે કહ્યું: "હું તમારી ના સાંભળતાં પહેલાં તમારી 'ના'નાં કારણો અવશ્ય જાણી લેત."

"આ રહ્યાં એ કારણો," મેં કહ્યું: "મેં કહ્યું હોત, તું શરીરે દુબળી છો. ગોરી નથી. ખૂબસુરત નથી. પૈસાવાળાની દીકરી નથી. પદવીધર નથી. સિનેમાની એક્ટ્રેસ જેવી નથી."

તું બોલી: "હા, હું ભરાવદાર કદની નથી એ વાત ખરી. પણ હું તમને કહેત કે તમે પણ ક્યાં ભરાવદાર કદના છો? હું દુબળી છું. પણ મન મારું દૂબળું નથી. હું ગોરી નથી. પણ તમે ય ક્યાં કામદેવના અવતાર છો? હું સિનેમાતારિકા જેવી નથી પણ મારા નમણા નાક અને અને ચિબુક સમક્ષ, મારા અંગોના ઘાટીલાંપણાં આગળ, પાવડર લપેડા કરનારી અને પિનો અને સ્તનિકાનો ઉપયોગ કરનારી એક નહીં પણ એકવીસ છબીલીઓને હું ઝાંખી પાડી શકું એમ છું."

તારી એ વાણીમાંથી તારા નિર્મલ દેહસૌંદર્યનું આત્મભાન સ્ફુટપણે નીતરતું હતું. આત્મસૌંદર્ય માટેનું તારું સ્રીસુલભ અભિમાન આગળ પડી આવતું હતું. એક દિવ્ય તેજ તારી આંખોમાંથી નીતરતું હતું.

એ તેજનાં કિરણો હું ઝીલતો હતો. એક એક

કિરણના દોરને પકડી હું સુખના સ્વર્ગપ્રતિ વિદ્યુતવેગે પ્રયાણ કરતો હતો.

એ સુખના સ્વર્ગમાં મહાલવાનો કાળ કેટલો ટૂંકો ઠર્યો ?



# ૮: ઈન્દુનો દેવ

એ શ્રાવણી સોમવાર હતો.

તે દિવસે શાળામાંથી તું વહેલી છૂટી હતી.

આવીને આરામ કરવાને બદલે તું ટેબલકલૉથ ભરતી બેઠી હતી.

હું યે બહારથી આવ્યો. અને મેં તને ટેબલકલૉથની કિનારે મારા નામના સુંદર અક્ષરો ભરતી જોઈ.

"આ કોનું નામ ભરે છે?" મેં પૂછ્યું. અને પછી મજાકમાં ઉમેર્યું: "તારા ઇષ્ટદેવનું નામ ભર, જેથી પુણ્ય પણ પ્રાપ્ત થાય."

તેં તુરત ઉત્તર આપ્યો: "હું મારા દેવનું જ નામ ભરું છું."

મેં કહ્યું: "હું દેવ નથી. દેવાદિકમાં માનતો પણ નથી. તું દેવાદિમાં માને છે. તારા દેવનું નામ ભર કે જેથી તે ક્રોધે ન ભરાય, અપ્રસન્ન ન થાય. તને સદા સુખી રાખે."

તું ટેબલકલૉથ મૂકી દઈ એકદમ ઊઠી: ઊઠીને મારી સામે આવી. અને મારી તરફ આંગળી ચીંધી કહ્યું: "મારો દેવ આ રહ્યો. આ સામે ઊભો! તે કદી રૂઠતો જ નથી. સદા પ્રસન્ન જ પ્રસન્ન રહે છે."

તારા પ્રેમભર્યા ઉત્તરે, પ્રફુલ્લ થતા હૃદયકમળે કૃત્રિમ ભવાં ચઢાવતાં મેં કહ્યું:

"પણ એ દેવ ગુસ્સે ભરાય તો ?"

તેં તારી મધુર નેત્રકીકીઓ નચાવતાં અને નમણી ગ્રીવાનો લટકો કરતાં કહ્યું:

"તો ? તો રૂઠતા દેવને રીઝવવાની કલા હું જાણું છું."

—એ પ્રેમસંવાદ અધૂરો મૂકી તું શાક લેવા બજારમાં ગઈ. અને હું આરામખુરશી પર એકલો પડ્યો. મેં વિચાર્યું: "મારી પત્ની મને દેવ માને છે. દેવ કરતાં યે અધિક તે મારી પૂજા, ભક્તિ અને પ્રેમારાધના કરે છે. શું હું ખરેખર દેવ છું ? દરેક પતિ શું ખરેખર દેવ હોય છે ?"

વળી મને પલટો લીધો.

"પત્ની તે પત્ની જ. સ્ત્રી જ. પણ પતિ એ દેવ એ કલ્પનાનો કલ્પક કોણ હશે ? એને જીવનમાં કોણે-કેટલાએ મૂર્તિમંત ઉતારી હશે ? હું તો દેવ નથી. સાદો, ભોળો, નબળાઈઓથી ભરેલો સામાન્ય માનવી છું. માનવીના દેવ થવાની મારી મુદ્દલ ઈચ્છા નથી. માનવીનો માણસ રાક્ષસ પણ કાં થતો નથી ? હું અનંતકાળ માનવતા ભરપૂર માનવી રહું એ જ મારી તો અભિલાષા. અહા ! કેટલી સ્ત્રીઓ, કેટલી પત્નીઓ હિંદુ સમાજમાં પતિને દેવ કરી રાખવાને ટેવાયેલી છે ? કેટકેટલી પૂજા અને પ્રેમ તેઓ કરે છે ! તેમને મન પતિ એ જીવનદેવ. પણ એ પતિદેવો કેટલી થોડી વારમાં દેવમાંથી રાક્ષસરૂપ ધારણ કરે છે ?

એ બધા દેવ, દેવ યા રાક્ષસ મટી માણસરૂપે જ રહેતા હોય તો ?

રાક્ષસ બનતા એ દેવોને જોઈને જ કદાચ સાચા દેવ પથ્થરમાં ભરાઈ બેઠા હશે ?"



## ૯ : જિપ્સી જાદુગરણી

સમુદ્ર પર સફર કરનારાઓ કહે છે કે સમુદ્રના પેટાળમાં લોહચુંબકો પડ્યાં છે. લોખંડની વસ્તુઓને પોતાના તરફ ખેંચવાની એ પહાડોની શક્તિ ગજબની હોય છે. કલાકે ને મિનિટે, માઈલોની ઝડપે, પ્રબળ વેગે, પ્રચંડ આકર્ષણે એ પોતાની તરફ ખેંચે છે—કોઈ દયિત એની દયિતાને ખેંચતો હોય છે તેમ.

મારા ગૃહસમુદ્રનું તું ય મહાન સ્નેહચુંબક હતી. આપણું વેવિશાળ થયું. નાની આરતીએ તો તને જોઈ પણ નહોતી. લગ્નના એક બે દિવસ આગળ જ એણે તને જોઈ હશે. આપણું લગ્ન થયું. લગ્નના મંડપમાંથી તું ઘરમાં આવી. અને તેં તારું જાદુ પ્રસારવા માંડ્યું.

તારાં સ્નેહજાદુનાં છાંટણાં તેં નાની આરતી પર

છાંટયાં. કાલ સુધી તેના ભાઈની પૂઠ પકડી તેની પાછળ પાછળ ભમતી; બા, બા, બા કહી ફરતી, છ વર્ષની નાની આરતી તારી પડખે જ ભરાઇ બેઠી.

લગ્નનો બીજો દિવસ. સવાર થયું. અને તેં એ નાની નાજુક બાળાનું નાનકડું માથું સુંદર રીતે ઓળી આપ્યું. તારું ઓળેલું માથું એને પસંદ પડી ગયું. લાંબા કાળા ભૂરા કેશની બે લટો ખભા પરથી છાતી પર લટકાવતી, લટોમાં ઊપલે ભાગે ગૂંથેલા બબ્બે ગુલાબનાં ફૂલો શોભાવતી, લટોને છેડે બાંધેલ રેશમી ફીતને ફરફરાવતી, તેની મામી માટે મગરૂર થતી તેણે આખા ઘરના ખંડો હર્ષનાદે ગજાવી મૂકયા.

તારી જાદુઈ લાકડી ત્યાં જ અટકી નહીં. તેં આરતીને તો તારી પાછળ પાગલ બનાવી મૂકી હતી જ. એને તું જ નવરાવે, તું જ ખવરાવે, તું જ એને રંગબેરંગી ફ્રૉકથી સજાવે, તું જ એને ફરવા લઈ જાય. એ તારી સાથે આવવા સદા તૈયાર. તારું ગમે તેવું કપરું કામ કરવા સદા એ તૈયાર. ઈન્દુ જાદુગરણીની પ્રેમમોરલી એને જેમ ડોલાવે તેમ ડોલવા એ નાની નાગણુ સદા તત્પર, સદા તૈયાર.

છ વર્ષની આરતી. બાવીસ વર્ષની તું ! આરતીનો વહાલો દીપક સોળ વસંત વટાવી ચૂકયો હતો. તારાં મેસ્મેરીઝમથી એ ય બાપડો બચી ન શકયો.

માત્ર એક જ મુલાકાત, એક જ વાર્તાલાપ અને

તેં એને તારી અત્યંત નજીક ખેંચી લીધો. એ તારો પૂજક બની ચૂકયો. બાવીસ વર્ષની મામી અને સોળ વર્ષના ભાણેજ વચ્ચે કોઈ અજબ પ્રીત બંધાઈ ચૂકી હતી.

થોડા દિવસો પછી શાળાની રજા પૂરી થતાં છૂટા પડવાનો કપરો પ્રસંગ આવ્યો ત્યારે એ ભાણેજોના વિયોગથી તારું દિલ હિજરાયું. ચશ્માના તેજસ્વી કાચથી આચ્છાદાયેલી એની યે બે લલિત કીકીઓ પાણીની ચમકે ચમકી ઊઠી.

એ એના અભ્યાસ માટે એને ગામ ગયો. ત્યાંથી એના પત્રો આવતા. મૂળાક્ષરો અને બારાક્ષરી માંડ પૂરી કરી ચાલણગાડી વાંચવા શીખેલી આરતીની પ્રેમપૂર્ણ ચબરકીઓ પણ દીપકના પત્રો ભેગી હોય જ.

એક કાગળમાં એ નાની કોકિલાએ ટહુકો કરેલો:

“મામી, મને અહીં ગમતું નથી. હું હવે મુંબઈ આવવાની છું. તમારી શાળામાં દાખલ થઈશ. તમારા વિના ગમતું નથી. ત્યાં આવીશ એટલે ઘરમાં હોઉં ત્યારે ઘરમાં અને શાળામાં હોઉં ત્યારે શાળામાં તમારી સાથે જ રહી શકાય.”

કેમ જાણે બાળમંદિરનો પ્રારંભિક વર્ગ પૂરો કર્યા વિના એ તારા હાથ નીચેના ઉપલા વર્ગમાં જ એકદમ આવીને બેસવાની ન હોય ?

બીજી એક ચબરકીમાં લખેલું:

"મામી, દીવાળી નજીક આવે છે. તમે અહીં આવોને?"

એના એ પ્રેમાંત્રણની પાછળ એનો શો ઉમળકો હતો?

એ તારી આંગળીએ વીંટાઈ તને આખે ગામ ફેરવવા માગતી હતી. સમસ્ત સખિમંડળને–શેરીના લોકસમૂહને એની મામીનાં દર્શનથી કૃતાર્થ કરવા ઈચ્છતી હતી.

ગઈ કાલ સુધી આ કિશોર ભાણેજયુગલ મામાનું હતું. મામાને વફાદાર હતું. પણ હવે તે પૂરેપૂરું વટલાઈ ચૂક્યું હતું. અને વટલાયલો મુસલમાન સાચા મુસલમાનથી વધુ ધર્મઝનૂની હોય તેમ આ ભાણેજમંડળ પણ મામી પ્રત્યે એટલી જ ઝનૂનભરેલ પ્રીતિ અને વફાદારી દર્શાવતું.

મામાનું સામ્રાજ્ય છોડી એ નાનકડાં પ્રજાજનો મામીની છત્રછાયામાં–મામીના સ્નેહસામ્રાજ્યમાં જઈ વસ્યાં. આ બધું જોઈ હું ક્યારેક માર્મિક ઉદ્‌ગારો કાઢતોઃ

"દીપક, આરતી, સાંભળો. ગામમાં વાત ઊડી છે કે કેટલીક જિપ્સીબાઈઓ, ગામને પેલે નાકે અડ્ડો લગાવી પડી છે. કહે છે કે મિઠાઈ અને રમકડાંની લાલચ આપી નાનાં બાળકોને તેઓ ફોસલાવી ભગાડી જાય છે."

અને એટલું બોલી તને ખાસ સંભળાવવાના ઈરાદે મોટે સાદે કહેતોઃ

"એ જિપ્સી બાઈઓ પૈકીની કોઈ બાઈ આપણા ઘરમાં ઘૂસી ન જાય તેની સંભાળ રાખજો. સાવધ રહેજો,

હોં કે ?"

મામા અને મામી વચ્ચે મીઠી તકરારો ન જામે એમ તો કેમ જ બને ? એ તકરારો શબ્દોની અને અડપલાંની જ હોય. મામી અને મામા બન્ને સરખાં પ્રતિસ્પર્ધીઓ. બેમાંથી કોણ જીતશે ને કોણ હારશે ? બન્ને સરખાં ખેલાડીઓ.

પણ અંતે બિચારા મામાને તેનું સૈન્ય બેવફા નીવડે. ભાણેજો દગાબાજી ખેલે અને શત્રુપક્ષમાં ભળી જાય. હાય ! બિચારા મામા પ્રેમના રણાંગણમાં પોતાની જાતને એકલી અને અટૂલી જોઈને, દુશ્મન પક્ષ પ્રબળ જોઈને, બેવફા બનેલું લશ્કર જોઈને, અંતે હતાશ થઈ હથિયાર હેઠાં મૂકે અને પોતાની હાર કબૂલે.

મામાને નસીબે આવી રોજ એકાદ બે હાર હોય જ. કોક ભગ્નહૃદય યોદ્ધાને છાજે તેમ મામા પોતાનો પશ્ચાતાપ ક્યારેક શબ્દોમાં વ્યક્ત રેલાવે:

"અરેરે ! મેં આ કુસલામણી જિપ્સીને ઘરમાં ક્યાં દાખલ કરી ?"

અને તુરત તું તાડૂકી ઊઠે:

"તો ઘરમાંથી હાંકી કાઢોને અમને ?"

વળી નાની આરતી બોલી ઊઠે:

"ચાલો, મામી, આપણે મામાથી જૂદાં રહીએ. પેલું દીવાનખાનું એમનું. આ રસોડું આપણું."

પણ મુંબઈનો એ ઓરડાનો બનેલો એ સંસારદેશ, રખે પાકીસ્તાન બની જાય અને પાકીસ્તાન બને તો પેટની પૂજાનું શું થાય એ ભયે હું હંમેશાં એ રસિક સંવાદને, એ પ્રેમકલહને બીજી દિશામાં ખેંચી જાઉં.

તરત તું ટકોર કરતી: “જોયા લુચ્ચા !”

આરતીને તું કહેતી: “આરતી, તારા મામા નંબર એકના લબાડ છે.”

આરતી તારો પડ્યો બોલ ઊઠાવતી: “મામા, તમે લબાડ છો.”

“તારો ‘લુચ્ચા’નો એ શબ્દશિરપાવ અને આરતીનો ‘લબાડ’નો પ્રેમશબ્દ લઈને હું સ્નેહજીવનની ધન્યતાથી ધબકતો પલંગ પર પડ્યો પડ્યો મારી આંખો મીચી જતો.



# ૧૦ : પાણી કે પ્રેમામૃત?

વાંચેલ પુસ્તકોમાંથી તારી નોટબૂકમાં તેં કેટલા સુંદર ઉતારાઓ કરી રાખ્યા હતા? એ ઉતારાઓમાં, દળદાર વહીના એ અસંખ્ય પાનાઓમાં કેટલા રાસ, કેટલા ગરબા, કેટલાં ભાવગીતો, કેટલી કવિતા, કેટલાં ગદ્યમોતીઓ હતાં?

મારાં કાવ્યોની અપ્રસિદ્ધ કવિતાપોથી દાખવી એક દિવસે મેં તને આશ્ચર્યચકિત કરી મૂકી. ત્યારે જ તું જાણી શકી કે રસિકહૃદય રજનીએ કવિતાઓ પણ લખી છે.

તે દિવસે તેં કહ્યું: "મને તમારી કવિતાઓ સંભળાઓ ને?"

"મારી કવિતા ગાઈ સંભળાવવાની નથી. વાંચી સંભળાવવાની છે." મેં કહ્યું.

"તો ભલે. પણ વાંચી સંભળાઓ ને."

પથારીમાં સાથે પડચાં પડચાં મેં પાસેના મેજ પરથી કવિતાપોથી ઉપાડી. અને પ્રસ્તાવના આરંભી:

"મારી પાસે હસવાની કવિતા નથી, રડવાની છે. આનંદની નથી. અશ્રુની છે."

તેં કહ્યું: "મને રડવું ગમે છે."

હું બોલ્યો: "ચાલો, આપણે સાથે રડશું. પણ હું તો વજ્જર હૈયાનો છું. મેં જિંદગીમાં કદી રડી જાણ્યું નથી. હંમેશ લડી જ જાણ્યું છે. સમુદ્ર યુગોમાં કોક વખત જ એની માઝા મૂકે છે. એમ હું ય જીવનની કોઈ વિરલ અને દુર્લભ પળે જ રડી શકું છું."

જેલમાં આલેખેલી સદ્‌ગત માની સ્મરણસંહિતા જેવી શોકપ્રશસ્તિ મેં કાઢી. પ્રારંભનું જ પાનું ઉઘાડી હું વાંચવા મંડચો:

હજીય કાલ સુધી ફરતી હતી,
ગૃહતણા પ્રતિખંડમાં વિષે અહીં,
પ્રિય સમૂહ અને ફળિયામહીં.
જનની, તું હસતી વસતી હતી.

અચલ આશ, મહારસ, વાંછના
નવલ મંગલ અંતર ધારતી.
નિરખતી નવદૃશ્ય ભવિષ્યનાં.
હજીય કાલ સુધી ફરતી હતી.

કયમ અચાનક દર્શન તે બધાં,
અમર આશાભરેલ ભવિષ્યનાં
ત્યજી દઈ જનની, ગઈ તું કયહીં?
અમ અનુત્તર પ્રશ્ન પડયો અહીં?
અવર સૃષ્ટિ તણા પથ મા, તને
કયમ ગમ્યા ધરવા? કથજે મને.

આટલી પંક્તિઓ જ મેં પૂરી નહીં કરી હોય ત્યાં તો નિઃશબ્દ શાંતિ છવાઇ ગઈ હતી.

મેં આગળ વાંચવાનું ચાલુ કર્યું:

અગણુ ચુંબન તેં દીધલાં મને
મૃદુલ ભાલ, શિરે, અધરો પરે
હજીય રેખ નવાંકિત તે ઉરે
અવનવી સ્મૃતિઓ રસદા ભરે.

અને પૂર્વની સ્મૃતિઓના એ ચમકારે, ઈન્દુ, મેં તારી કીકીઓમાં પણ માતૃવાત્સલ્યનો અજબ ચમકાર જોયો.

મેં મારી શોકગાથા—પશ્ચાત્તાપ અને રૂદનની ગીતા આગળ લંબાવી:

અડપલાં પ્રિય, ખૂબ કરી કરી
કુસુમશું ઉર મેં તુજ કોમળું
પદ તળે કચર્યું: અબ હું રડું
ઉર વિષે સહુ તેહ સ્મરી સ્મરી!

ગરીબ ગાય જેવી મારી નિર્દોષ, પ્રેમલ, પવિત્ર જનનીને જાણ્યેઅજાણ્યે શિશુવયમાં દીધેલ ત્રાસ સંભારી મારું હૃદય છલોછલ ભરાઈ આવ્યું. ડૂમાભરેલ હૃદયે હું માંડ માંડ ઉચ્ચારી શક્યોઃ

નહિ તને જનની, પ્રિય લ્હાવથી,
શિશુવયે અરચી ઉરભાવથી;
નહિ તને સમજ્યો, તવ રૂપને
નિઠુર અંત સુધીઃ તું અનૂપને.

અને એ ચરણો પૂરાં કરું ન કરું ત્યાં ઈન્દુ! તારાં લાલચોળ થયેલ લોચનોમાંથી ગંગાજમનાનાં પૂર વહી જતાં મેં જોયાં.

મેં કવિતાપોથી બાજુ પર રાખી.

"લીધો કવિતા સાંભળવાનો સ્વાદ ?" એમ જરીક કહેવાનું મન થયું. પણ હું પોતે જ ભાવવશ થયો હતો. ત્યાં તારી ભાવવિવશતાની શી વાત ?

મેં તને મારી પાસે ખેંચી. તારું મોઢું મેં મારા બન્ને હાથોમાં લીધું. મારી છાતી અને મોં સરસું દબાવ્યું.

હું મારી મૃત માતાના અમરસ્નેહને યાદ કરી કરીને અને તું તારી જીવંત બાના અપાર વાત્સલ્યને સંભારીને ખૂબ ખબ રોયાં. રડી રડીને ઉભયનાં મન હલકાં થયાં, ત્યારે ઊઠીને હું મારે સ્વહસ્તે તારે માટે

એક પ્યાલામાં ઠંડું પાણી લઇ આવ્યો. અંગાર જેવી લાલ થયેલી તારી આંખો પર મેં ઠંડાં પાણીનું પોતું મૂક્યું. મારે હાથે મેં તને પાણી પીવરાવ્યું અને પીતાં બાકી વધેલું તારું પાણી હું આચમન કરી ગયો.

એ પાણી હતું કે પ્રેમામૃત?



## ૧૧ : સૂર્ય, ચંદ્ર અને સ્ત્રી

એક દિવસે તેં વાદ કર્યો: "કોણ વધુ સુંદર? આ ગુલાબનું ફૂલ કે હું?"

મેં સામો પ્રશ્ન કર્યો: "કોણ વધુ સુંદર? પેલો દાઢીવાળો બકરો કે હું?"

આપણે બન્ને ખડખડાટ હસી પડયાં. એ હાસ્યે આખા શયનખંડને ગજાવી મૂકયું. આપણું હાસ્ય, આપણો કિલકલાટ પાડોશીઓનાં કૂતુહલ, ચર્ચા અને વિસ્મયનો વિષય બની ચૂકયાં હતાં. એક મુક્તહાસ્ય, એક કિલકિલાટ અને પાડોશમાં રહેતી જૂનવાણી પાડોશણ બારીમાંથી ડોકિયું કરી આપણી મસ્તી કદીક જોઈ રહે.

તેને બિચારીને જોઈ રહી હું વિચારું. પેટના પ્રપંચોમાં રચ્યોપચ્યો રહેનારો જૂનવાણી વિચારનો આનો વર આની સાથે કદી હસતોરમતો હશે?

મારા મનના ભાવ તું કળી જતી હોય તેમ ચિબાવલી બની તું બોલતી.

"એનો વર એને કદી ચુંબનો લેતો દેતો હશે?"

"તું બહુ ફાટી ગઈ છે." એમ કહી હું તને એક મીઠી લપડાક લગાવી દઉં.

કોને ખબર એ લપડાક ખાવી તને કેટલી કેટલી મીઠી લાગતી હશે. પણ એ છતાં એની મીઠાશ વ્યક્ત ન કરતાં તું આંખો ચઢાવી કહેતી.

"જાઓ, હું તમારી સાથે નહીં બોલું."

અને નાના બાલકની પેઠે તું દોસ્તીના કિટ્ટા કરી દેતી. તે સમયની તારી તોફાની અને રિસાળ આંખો, પ્રયત્નપૂર્વક મુખમંડલ પર આણેલ રોષની સુંદર છાયા તને કેટલી સુંદર બનાવતાં? અને મને કેટલો પાગલ બનાવતાં?

પણ તારી દોસ્તીના કિટ્ટા–તારા અબોલા ક્ષણ બે ક્ષણથી વધુ ટક્યા જાણ્યા હતા?

વળતે દિવસે, ફરી વાર તેં એ જ પ્રશ્ન પરંપરા ચાલુ કરી.

તેં પૂછ્યું: "કોણ વધુ સુંદર? આકાશનો ચંદ્ર કે હું?"

"બૈરાંઓને મંદમતિ કોકે કહ્યાં છે તે ખોટું નથી." તને વિવાદપ્રેરિત કરવા મેં સહેજ કહ્યું. અને ઉમેર્યું:

"તમે તમારી જાતને ચંદ્રની સાથે શું કામ સરખાવો છો ?"

"કાં ન સરખાવીએ ? ચંદ્ર શું સુંદર નથી ? આહ્‌લાદક નથી ? પ્રેરક નથી ?" તેં પ્રશ્ન કર્યો.

"કપાળ ! વાતવાતમાં ચંદ્ર, બાળકોની કવિતામાં ચંદ્ર, બૈરાંઓના કપાળે ચાંદલામાં યે ચંદ્ર, પ્રેમીઓની પ્રણય લીલામાં યે ચંદ્ર, વિરહીઓના વિરહમાં યે ચંદ્ર. મંદમતિ સ્ત્રીઓને અને સ્ત્રૈણ ભોગવતા તમારા કવિઓને ચંદ્રથી બીજું અન્ય કશું સૂઝતું જ નથી."

તેં મારી ખબર લેવા માંડી. તેં પૂછ્યું:

"ત્યારે તે દિવસે તમે જ મને શું કામ ચંદ્રાનના કહી બોલાવી હતી ?"

"જખ મારવા. તને ઠગવા." મેં કહ્યું.

"તમે મને વારે વારે ઠગો છો તે હું ક્યાં નથી જાણતી ? પણ તમે ય અર્ધા કવિ છો, તમે જ કહો, તમે સ્ત્રીને કોની સાથે સરખાવશો ?"

"સ્ત્રીને ?" મેં પૂછ્યું. "સ્ત્રીની તુલના હું સ્ત્રીની સાથે જ કરું. પણ સ્ત્રીના તેજનું, પ્રતાપીપણાનું, વ્યક્તિત્વનું આલેખન કરવાનું મારે ભાગે આવે તો હું સ્ત્રીમાં સૂર્યના વ્યક્તિત્વની અને તેજની અપેક્ષા કરું. ચંદ્ર ગમે તેવો મધુર અને મોહક હોય પણ તેને પોતાની પ્રતિભા થોડી જ છે ? એ તો સૂર્યના ઉછીના લીધેલા તેજ વડે જ પોતાનું જીવન નીભાવે છે. સ્ત્રીમાં સૂર્ય જેવું સ્વતંત્ર તેજ, પ્રાણવાન

પ્રકાશ અને ભવ્ય વ્યક્તિત્વ આવે એમ હું તો ઇચ્છું."

તું કાંઇ વિવાદમાં ગાંજી જાય એવી નહોતી.

"વારુ, તમે સ્ત્રીમાં સૂર્યને અવતીર્ણ કરવા માગો છો, પણ સૂર્ય બાળે છે, દઝાડે છે તેનું શું ? તેની સામે આંખો માંડી જોઈ પણ શકાતું નથી."

"મારી કલ્પનાની સ્ત્રી એવી જ હોવી જોઈએ." હું બોલ્યો: "ભલે સ્ત્રી કવચિત કોઇને બાળતી. કોઇને દઝાડતી. સદીઓથી પુરુષો સ્ત્રીઓને બાળતા, દઝાડતા, ખાક કરતા આવ્યા છે. એ વિષમતામાં ભલે થોડી સમતા સ્થપાતી."

અને વળી ઊમેર્યું:

"સૂર્યના પ્રકાશ સામે શું ખરે જ જોઈ નથી શકાતું ? ઉગતા અને આથમતા સૂર્ય સામે પેટભરી જોઈ શકાય છે. માત્ર મધ્યાહ્નના સૂર્ય સામે જ આંખો માંડી નથી શકાતી. સ્ત્રીના જીવનનું પણ તેમજ. સ્ત્રીને તેની કૌમાર્યાવસ્થામાં અને જીવનની પીઢ માતૃત્વની અવસ્થામાં ભલે લોકો મીટ માંડી માંડી જુએ. ભલે તેમની નજર કુમારિકા અને પીઢ સ્ત્રીને જોઈ પવિત્ર થતી. સ્ત્રીજીવનનું યૌવન માત્ર મધ્યાહ્ન જેવું જ હોવું જોઈએ. કોઈ એની સામે કુદ્રષ્ટિ કરી શકે જ નહીં. અને કરે તો એ એને બાળી નાખે."

"બળી તમારી સ્ત્રીજીવનની કલ્પના તો ભારે રૂક્ષ

અને ભયંકર શુષ્ક લાગે છે.” તું બોલી ઊઠી.

“પણ રૂક્ષ કલ્પનાના નિર્માતા કાંઇ જીવનમાં રૂક્ષ અને ગદ્ય નથી હોતા.” હું બોલ્યો.

“પણ આ બધી દલીલો કરતાં તમારી આકૃતિ તો રૂક્ષ થઈ ગઈ છે.” ચર્ચામાંથી ફળસાર મેળવવાને ઇરાદે તેં અંગત ઉલ્લેખ કર્યો.

તારા પ્રશ્નના પતંગને વધુ ચગાવવા મેં કહ્યું: “હા એ સાચું છે. હવેથી આ આકૃતિ હંમેશ આવી જ રૂક્ષ રહેશે.”

તેં તુરત હાથનો લલિત લટકો કરતાં કહ્યું: “તો હું એ આકૃતિને જણાવી દઉં છું કે આવા રૂક્ષદેવને જોવા આ ભક્ત એક ક્ષણ પણ તેમના મંદિરમાં રહેશે નહીં.”

“દેવ તો કહે છે જ કે એ તો સદા આવા રૂક્ષ રહેવાના. ભક્તને ન રહેવું હોય તો હમણાં જ રસ્તો પકડે.” હું બોલ્યો.

–અને મારું એ વાકય પૂરું ન થાય ત્યાં તું તુરત ઊભી થઈ ગઈ. રૂક્ષદેવનું મંદિર છોડવા. પણ પછી ?

તેં એક ડગલું આગળ ભર્યું પણ ખરું. પણ તને કયાં ખબર હતી કે મંદિરના રૂક્ષ જણાતા દેવે ભક્ત પૂજારણના જમીન પર પ્રસરેલા ચણિયા અને સાળુના છેડા પર બળપૂર્વક પોતાનો પગ દબાવી રાખ્યો હતો.

તેં ચાલી જવા જોર કર્યું. તું નિષ્ફળ ગઈ. દીવાલ પર ફેંકેલો દડો દીવાલ પર અથડાઈ પાછો આવે તેમ, બીજી જ પળે તું, રૂક્ષ બનેલા દેવની રૂષ્ટ બનેલી રસિક પૂજારણ, મારા ઉછંગમાં આવી પડી અને મને વીંટળાઈ ગઈ.

ઉછંગમાં શમી જતાં તેં મને ફરી પૂછ્યું:

"બોલો ને, કોણ વધુ સુંદર ? ચંદ્ર કે હું ?"

મેં તને મિથ્યા ચિઢવવા કહ્યું:

"તું નહીં. પેલો આભનો ઈન્દુ."

તેં મને ખસેડી કહ્યું: "તો જાઓ. એને જઈને વળગો ને ?"

મેં કહ્યું: "ઈન્દુ, ગાંડી, વ્યોમનો ઈન્દુ વ્યોમમાં. પૃથ્વીનો પૃથ્વી પર. આભના ઈન્દુની કલા–કવિતા માત્ર પુસ્તકમાં વાંચવાની–દૂરથી ફક્ત નિહાળવાની. તારી કલા અને કવિતા તો જીવનમાં પ્રત્યક્ષ જીવવાની–પદેપદે સાક્ષાત અનુભવવાની."

વ્યોમના ઈન્દુની તુલનામાં પ્રશંસાના ભારથી નીચે બેઠેલ તારું છાબડું, બીજી જ પળે મને સ્નેહભાવથી મુઝવી નાંખવા મંડયું.



# ૧૨: મા!

શરદભાઈના આગ્રહને વશ થઈને આપણે સરસપુર ગયાં હતાં. ઉનાળાની મોસમ હતી. સરસપુરના શીતળ અને ઝાડીથી ઘીચ પ્રદેશમાં શાંતિ અને શીતળતાની શોધમાં આપણે ગયાં હતાં. શરદભાઈને સાથે લઈને સરસપુરનાં જુદા જુદા વનરાજીઆવૃત્ત ભાગોમાં ફરવા જવાનો આપણો નિત્ય નિયમ. એક દિવસે શરદભાઈને કાંઈક કામ હતું. એટલે આપણે બન્ને એકલાં જ ફરવા નીકળ્યાં. ફરવા જતી વખતે મારા હાથમાં હંમેશ લાકડી હોય જ.

ફરવા જતાં તે દિવસે તેં જ ચર્ચાની શરૂઆત કરી.

"હાથમાંની લાકડી ઘેરે મૂકી દીધી હોત તો?"

મેં પૂછ્યુંઃ "કેમ? મારી લાકડી તારે તો ઝાલવી પડતી નથી ને?"

પણ ફરવા જતી વખતે જ લાકડી શું કામ પકડો છો? ઑફિસે જાઓ છો ત્યાં શું કામ લાકડી નથી લઈ જતા?"

કારણ કે નોકરી એ નોકરી છે. ફરવાનું એ ફરવાનું છે. નોકરીમાં ફરવાનું નથી. ફરવામાં નોકરી નથી હોતી. ફરતી વખતે હાથમાં લાકડી હોય તો હાથને કાંઈક વ્યવસાય રહે છે." હું બોલ્યો.

તું તુરત બોલી: "હાથને વ્યવસાય જ આપવો હોય તો તમારા હાથમાં મારો જ હાથ રાખોને? લાકડી ફેંકી દોને?"

મેં માથું ખજવાળ્યું. પ્રયત્નપૂર્વક ઉત્તર શોધ્યો. મેં કહ્યું:

"રસ્તે જંગલી પ્રાણી મળે, કૂતરું, બિલાડું મળે તો ઉગામવા થાય."

"આજ સુધી આપણને ફરવા જતાં જંગલી પ્રાણી તો કદી મળ્યું જ નથી. હા, કૂતરાં જોવા મળે છે. પણ તે તો સાંકળે જકડાયેલ હોય છે. ને તે સાંકળ પણ કોઈ કોમળાંગીના હાથમાં જકડાયેલી હોય છે." તું તારું વાકપાટવ દર્શાવી રહી.

પ્રેમીઓનો વિવાદ દેખીતી રીતે જોઈ શકાય એવો કદી યે સહેતુક હોય છે? કેવળ શબ્દોની સાઠમારી, બુદ્ધિ ને તર્કની પરંપરા.

એટલે મેં કહ્યુંઃ “પણ તું જોતી નથી? એ લલિતાંગીઓ જેની જોડ જોડે ચાલે છે તે પુરુષોના હાથમાં લાકડી નથી હોતી?”

“હા” તેં કહ્યુંઃ “તે શું કામ રાખતા હશે?”

“એ લલિતાંગીઓ જ્યારે લલિતા મટી પલિતા બને ત્યારે તેમનો વાંસો ખોખરો કરવા.” અને એમ કહેતાંકને મેં મારો ચહેરો સહેજ કૃત્રિમભાવે ક્રુદ્ધ કર્યો.

“પણ એ લાકડીથી તમે તો મને કદી મારી નથી.”

“લે. તો લેતી જા. આજે તને મારું.” અને એમ કહી મેં લાકડી ઉગામી. મેં લાકડી ઉગામી ને તુરત તું સસલાની પેઠે જીવ લઈ ભાગવા લાગી. તું આગળ અને હું પાછળ. દોડતાં દોડતાં ઠેઠ ભવાની તળાવ સુધી આપણે આવી પહોંચ્યાં. દોડતાં તને અને મને ઉભયને હાંફ ચઢી હતી. થાક ઉતારવા આપણે બન્ને વટવૃક્ષની છાયામાં બેઠાં. થંડો પવન વાતાવરણને અત્યંત આહ્‌લાદક બનાવતો હતો. બેઠક નીચે મેં લાકડી મૂકી દીધી.

કોણ જાણે આપણે બન્ને હાથમાં હાથ રાખી વડલાની ઘેરગભીર છાયા નીચે ક્યાં સુધી બેઠાં હોઈશું? પણ ત્યાં અચાનક પાછળની ઝાડીમાંથી સૂકાં પાંદડાંઓ પર કોક માનવીનો ચાલવાનો અવાજ આવ્યો. પાછળથી કોક આવી રહ્યું હતું. તેં અને મેં એકી સાથે પાછળ જોયું. ઓગણીસ વીસ વર્ષનો એ ગભરુ યુવક હતો.

મૂછનો દોરો હમણાં જ ફૂટયો હતો. શરીર ઘાટીલું અને ગૌરવર્ણું હતું. પણ પરસેવા ને ધૂળથી એ ખૂબ મેલું દેખાતું હતું. માથે વાળ વધ્યા હતા. કેડના ઉપરના ભાગમાં એકે વસ્ત્ર નહોતું. ટૂંકા ધોતિયાંનો માત્ર કચ્છ જ તેની લજ્જાને ઢાંકતો હતો. આંખો જાણે અનેક રાતોના ઉજાગરાએ લાલઘૂમ બનેલી છતાં અધબિડાયેલ અધખુલેલ હતી. તેના બન્ને હાથોમાં એક નાનુંશું પોટકું હતું. અને એ પોટકાંને તે છાતી સરસો દબાવે જતો હતો.

તે તુરત તારી સામે આવી ઊભો રહ્યો. અનિમિષ નયને તને ટીકી ટીકીને જોઈ રહ્યો. અને પછી, ગાયથી વિખૂટું પડેલું કોક વાછડું ભાંભરે અથવા વાંદરીને પેટે વળગેલ કોક બચ્ચું કરુણ પોકાર કરે, તેમ અત્યંત કરુણ સ્વરે તે ભાંભર્યો. તેણે બૂમ લગાવી:

"મા............"

તળાવની ઘીચ ઝાડીમાં તેનો આર્તસ્વર ફેલાયો:

"મા..........."

તળાવના પાણીમાં તરંગો ઊઠયા.

"મા..........."

પંખીઓ ક્ષણભર જાણે શાંત થઈ ગયાં. જાણે તેમની અગોચર શ્રવણેંદ્રિયોમાં એ યુવકનો હૃદયભેદક સ્વર ઊંડે ઊંડે ઊતરી ગયો. "મા............"

તેણે તુરત બીજી ટેર લગાવી.

"મા..........."

કોને ખબર શા માટે એ તને મા કહી પુકારતો હતો. આ અનપેક્ષિત યુવકને અને તેના વિચિત્ર છતાં કરુણ વર્તાવને જોઇ તું સહેજ બેબાકળી બની ગઇ. મેં નીચેથી તરત લાકડી ઉપાડી. લાકડી જોતાં જ તે તરત "મા....મા....મા....મા...." રટતો ભાગ્યો.

મેં મજાકમાં કહ્યું: "જોયું, લાકડી ઘેરે મૂકી હોત તો ? પેલો પાગલ તને મા....મા....કહી લઈ જાત અને હું અહીં હાથ ઘસતો રહી જાત."

પણ મારી મજાકને ઝીલવા અને તેનો યોગ્ય પ્રત્યુત્તર વાળવાની દશામાં તારું મન રહ્યું નહોતું.

તેં કહ્યું: "તમે એને શું કામ બીવરાવી ભગાડયો ?"

હું બોલ્યો: "વાહ, તું જ તો બીતી હતી. તો શું તારો વિચાર એને ખોળામાં લઈ લાડ કરાવવાનો હતો ?"

તું ગંભીર અને દુઃખિત સ્વરે બોલી:

"આપણા ગામમાં નેમચંદ પાગલ છે. એ આખો દિવસ કાંકરા એકઠા કર્યા કરે છે. ખૂબ ખૂબ પાંચીકા ભેગા થાય એટલે બેંકને દરવાજે જાય અને દરવાનને કહે:

"મારે બેંકમાં પૈસા મૂકવા છે."

દરવાન લાકડી ઉગામી એને કહે: "ચાલ, ચાલતો થા."

એટલે તુરત નેમચંદ કહે: "જાઓ, સાળા બેંકવાળા તમે લુચ્ચા છો, દગાબાજ છો. પૈસા ડૂબાડશો. મારા રૂપિયાના કાંકરા કરશો."

નેમચંદે જિંદગીભર નાનકડો વેપાર કરી અને વ્યાજવટું કરી પૈસા મેળવેલા. એ બધી રકમ એણે બેંકમાં મૂકેલી. બેંક ડૂબી. નેમચંદના જીવનની કમાણી ડૂબી. અને નેમચંદની ડાગળી ચસકી. તે દિવસથી તે રસ્તે ચાલતો, શેરીમાં ફરતો, કાંકરા વીણતો ફરે અને ઝોળીમાં નાંખે."

તેં આગળ ચલાવ્યું:

"એણે મને મા કહી શું કામ બૂમ મારી હશે? શું ખરેખર હું એની મા છું? ઉમ્મરે તો એ મારાથી બેચાર વર્ષે જ નાનો લાગે છે. એની મા કયાં હશે? એ પાગલ હોવાને કારણે એની મા એને મારતી હશે? એ એની માને પજવતો હશે? જુઓને, એના હાથમાં રાતા રંગનો એક માત્ર સાડલો હતો. બિચારી માનો એકનો એક સાડલો લઈને એ ભાગ્યો હશે? મા બિચારી ગરીબ હશે તો એનો એકનો એક સાડલો જતાં શું કરશે?"

મેં તને તારો હાથ પકડી ધીમેથી ખેંચી ન હોત, તો કોણ જાણે કયાં સુધી, તું ત્યાં બેસી રહી હોત અને અનેક વિચાર અને પ્રલાપમાં ગરકાવ થઈ ગઈ હોત!

આપણે ઊઠયાં. તારો ચહેરો ખિન્ન થઈ ગયો હતો.

બે કલાક પહેલાંનો કિંકિણી જેવો તારો મધુર સાદ ભારે થઇ ગયો હતો. ભારે ડગલે તું મારી સાથે ઘેર આવી. શરદભાઈ ક્યારના આપણી રાહ જોતા ઘેરે બેઠા જ હતા. એમણે આપણને દેખતાંવેંત મજાક આદરી.

"કેમ ઇન્દુભાભી, આટલું બધું મોડું કેમ? પારકે ઘેરે લાંબા દિવસથી છો. પૂરતી છૂટ નહીં મળતી હોય એટલે બધા દિવસની ઉજાણી આજે તળાવ પર એકી સાથે કરી લાગે છે?"

મેં શરદને કહ્યું: "ખરેખર, આજે ઉજાણી સરસ થઇ. એ ઉજાણીની કથા તું તારી ભાભી પાસેથી જ સાંભળ."

તેં આંખના ખૂણા ભીના કરી પેલા પાગલ યુવકની વાત કરી. શરદે પણ એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. વાતાવરણમાં આપમેળે ગંભીરતા પ્રસરી ગઈ. શરદભાઇએ પોતે જ એ યુવકની કથા વર્ણવી:

"અત્યંત ગરીબ બ્રાહ્મણ. માતાપિતાનો એકનો એક એ દીકરો. બ્રાહ્મણ યુવાન વયમાં પ્લેગમાં ગુજરી ગયો. બાલકની વય ત્યારે, માંડ ચાર વર્ષની હશે. બ્રાહ્મણ વિધવા મા પણ ત્યારે સાવ યુવાન. યુવાન માને તેના દુઃખથી છલોછલ ભરાઈ ગયેલ જીવનમાં નેત્ર ઠારવાનું એક જ ઠેકાણું અને તે આ નાનો પુત્ર. પતિ જતાં બ્રાહ્મણ યુવાન વિધવાને પેટ ભરવાનાં સાંસાં

પડવા લાગ્યાં. માના દુઃખમાં સહાનુભૂતિ ધરાવનાર ગામમાં કેટલાક સજ્જનો (?) પણ હતા. તેમણે એ વિધવાને બોલાવી આશ્વાસન આપ્યું. કાંઈક કામ આપવાનું પણ કહ્યું. પુત્રના એક માત્ર જીવન અને લાલનપાલનમાં સમરસ થયેલી બિચારી મા, આશા અને તૃષ્ણાભરી એ ગૃહસ્થોને ઘેરે જવા લાગી. પણ માની ભ્રમણા તરત જ ભાંગી. એ ગૃહસ્થોની સહાનુભૂતિ એના વૈધવ્ય કે એની ગરીબી પ્રત્યે નહોતી. એ તો એના દેહસૌંદર્ય તરફ હતી. એના શીલનું લીલાંઉ કરવાની એણે ના પાડી. જગતની દુષ્ટતા સામે મનમાં દૃઢ ગાંઠ વાળી એણે મજૂરીથી પેટ ભરવાનું ચાલુ રાખ્યું. બ્રાહ્મણ યુવતીનું શરીર પતિના શોકમાં સાવ સૂકાઈ ગયું હતું. ભૂખ, તરસ અને શ્રમથી શેકાઈખેંચાઈ તેનું સોના સરખું શરીર સાવ સુકલકડી બની ગયું. તેનું જીવનહીર હણાઈ ગયું. તે છતાંય, તે નાના બાળકને આંગળીએ વળગાડી મજૂરી કરવા જતી ને એમ પોતાના અભાગી દિવસો કાપતી.

મા અને બાલકની કેવી અગાધ પ્રીત ! બન્ને એકમેકશું કેટલાં આસક્ત ! એકબીજા સારુ પાગલ ! મજૂરી કરતાં જે કાંઈ મળે તેમાંથી મા પહેલાં બાળકને ખવરાવેપીવરાવે અને જે કાંઈ વધે તેમાંથી પોતાના દેહના અગ્નિને ટકાવી રાખવા પૂરતું જ અન્નનું બળતણ નાંખે.

**મા અને દીકરાનો અકળ અદ્‌ભુત પ્રેમ. મા પાણી**

ભરવા જાય. નાનો દીકરો પણ દડાની પેઠે પાછળ દડતો દડતો જાય. મા સાવરણી પકડે, દીકરો પણ પાછળ પાછળ સાવરણી લઈ સાફ કરે. માને દીકરો વાસણ માંજવામાં, કપડાં ધોવામાં હરતરેહે મદદ કરે.

બ્રાહ્મણ વિધવાના સ્વપ્ન જેવા સુખના દિવસો તો ગયા જ. પણ બિચારી વિધવાના દુઃખના દિવસો પણ પલકારામાં વીતી જવા લાગ્યા. માએ દીકરાને નિશાળે મૂકયો. શાળાની ફીના પૈસા કયાંથી લાવે? પૈસા વિના ભણતર પ્રાપ્ત થાય નહીં. એટલે પછી માએ દિવસભરનાં કામ ઉપરાંત રાત્રે ગામલોકોનો દાણો દળી આપવાનું નક્કી કર્યું. કોઈ સુખી ઘરના ઘઉં, મધ્યમના ઘરની જાર, કોઈનો બાજરો, કોઈનો પાપડનો સામાન. પણ ઘંટી વિના એ દળે શા વડે? આડોશીપાડોશીની ઘંટી ખપપૂરતી વાપરવા મળે, પણ પેટિયું કાઢવાના કામ માટે કોઈ ઓછી જ આપે? બાઈ અંતે પાડોશના ગામમાં મુસલમાન ઘંટીવાળાને ત્યાં ગઈ. બાઈ પાસે પૈસા નહિ. બ્રાહ્મણ વિધવાને તેણે જોઈ. તેની સાથે વાતો કરી. મુસલમાનને દયા સ્ફુરી. મુસલમાનને પોતાને એક એવા –વિધવા દીકરી હતી. તેનું દુઃખ જોઇ આ બ્રાહ્મણપુત્રીના દુઃખ માટે તેને સમભાવ પેદા થયો. તેણે અરધી કીમતે ઘંટી આપી. અરધી કીમત છોડી દીધી. એ અરધી કીમત ચૂકવવા માટે જ તેને સતત ત્રણ મહિના સુધી દળણાં દળવાં પડયાં.

બ્રાહ્મણ યુવતીનો પુત્ર મોટો થવા લાગ્યો હતો. મા આખો દિવસ બહાર કામ કરે અને રાત્રે દળણાં દળે. દીકરો પણ માને દળવામાં મદદ કરે.

પોતાની નાનીશી ઝુંપડીની બહાર, ખુલ્લાં આગણામાં, માદીકરો ઘંટી ચલાવે. મા પોતાના શ્રમ અને સ્વેદને વિસરવા અને પોતાના ફૂલ જેવા લાડીલાને થાક લાગતો અટકાવવા એક પછી એક ગીતો ગણગણતી જાય. ક્યારેક ચાંદની ખીલી હોય તો મા દીકરો વહેલી રાત્રે જ ઘંટી શરૂ કરી દે ને છેક સવારે ભડભાંખળું થાય ત્યાં સુધી ચલાવે.

સમાજની સિતમચક્કીએ આ ફૂલ જેવાં માદીકરા પાસે ચક્કી પીસાવી. અને એ સિતમચક્કીમાં બિચારી યુવાન મા પુત્રના વાત્સલ્ય પાછળ દળાઇ ગઈ. તેનું શરીર તૂટી ગયું. કાયા ઘસાઈ ગઈ. નૂર ઊડી ગયું. છતાં તે કોઇ અજબ શક્તિને, અદ્ભુત ઉત્સાહને વશ થઈ બધું કામ કર્યે જતી હતી. છોકરાની અવસ્થા ત્યારે ચૌદ વર્ષની હશે.

માદીકરાનો અજબ પ્રેમ જોઈને ગામના એક ટીખળીએ મજાકમાં તેનું નામ **પ્રેમનાથ** પાડયું હતું. માએ એ નામને વધાવી લીધું હતું.

અને તે તેને કયારેક 'પ્રેમ' અને કયારેક 'નાથ' કહી બોલાવતી. કોને ખબર ? કદાચ તેના 'પ્રેમ'માં તે

તેના 'નાથ'નાં દર્શન કરતી હોય, અથવા તેના 'નાથ'ની આ નાની આવૃત્તિમાં તેના ગત પ્રિયતમના 'પ્રેમ'ને પામતી હોય !

અંતે માને તાવે જકડી. ઠંડીના દિવસો. તાવે શેકાતી માને પડખે લગાતાર આંખનું મટકું માર્યા વિના, પ્રેમનાથ ખાસો આઠ દિવસ અને આઠ રાત સુધી બેસી રહ્યો. જિર્ણ થયેલ દેહુપિંજરને માના અકળાયેલ જીવપંખીએ ચાંચ મારી. પિંજર તોડી, બંધન ફગાવી માનું પ્રાણુપંખી ઊડી ગયું !

મા ગઈ ! દીકરો રહ્યો. પણ કેવી અવસ્થામાં ? માના શબને તે બાઝી પડયો. કેમે કર્યો તે છૂટે નહીં. હૈયાફાટ રડે. પોકેપોક મૂકી માને બોલાવે. માની પાસે પડી જમીન પર અળોટે. આર્જવ, આજીજી, કાલાવાલા, કાકલુદી કરે. માને બોલાવે. પણ મા કાંઇ ઓછી જ બોલે ? કે ઓછી જ આંખો ઉઘાડે ? તે તો તેના 'પ્રેમનાથ' માટે બોલવાનું બોલી, કરવાનું કરી, છૂટી થઇ હતી.

અંતે લોકોએ માના શબને કાઢયું. દીકરો શૂન્યમનસ્ક જેવો સાવ શાંત બેસી રહ્યો. શબને જતું જોઈ રહ્યો. લોકોને થયું આની શોકવિવશતા ઓછી થઈ લાગે છે.

પણુ એક બાજુ માનું પ્રેત સ્મશાન તરફ ગયું અને બીજી બાજુ દીકરાના શાણુપણુનું પ્રેત પણુ ચાલી નીકળ્યું. માના મરણે ઉન્માદિત બનેલા પ્રેમનાથે ઝુંપડી

તોડી નાખી. ગણ્યાંગાંઠ્યાં વાસણ અને રાચરચીલાનાં ચૂરેચૂરા કરી ભૂકા કરી નાખ્યા. માત્ર રંક, નિર્ધન, નિષ્કિંચન માનાં અંતિમ સ્મરણ અને મહામૂલી ભેટ જેવો તેનો એકનો એક લાલ સાડલો છાતી સરસો દાબતો, કદીક 'હીહીહીહી' કારમું હસતો તો કદીક 'મા–મા–મા–મા' બૂમ મારતો તે આજુબાજુની ઝાડીઓમાં ને ગામડાઓમાં ભટકવા લાગ્યો."

શરદભાઇએ ગળું ખોંખાર્યું. તેમનો કંઠ પણ ભીનો થયો હતો. તારી આંખમાંથી શ્રાવણભાદરવો વરસતો હતો. હું પણ ભાવવશ થઈ, કલ્પના પટ પર તે બ્રાહ્મણ માની દિવ્ય પ્રેમમૂર્તિને મૂર્તિમંત કરવાના પ્રયત્ન કરતો હતો.

બીજે દિવસે આપણી સાથે શરદભાઇને લઇને આપણે ફરવા નીકળ્યાં. તળાવ પર પેલી પરિચિત જગા પર જ આપણે બેઠક લીધી. પાગલ પ્રેમનાથ આજે પણ પાછો ત્યાં આવ્યો. ફરી વાર ટીકી ટીકીને તે તને જોવા લાગ્યો. તેણે ટેર લગાવી. "મા.........."

તેં તેને તારી પાસે આવવા પ્રેમભાવે ઈશારો કર્યો. તે આવ્યો નહીં. તું ઊઠી. ધીરે ધીરે હળવે પગલે તું તેની પાસે ગઈ. તેના હાથમાં તેં એક પડીકું મૂકયું. તેણે તારી સામે કયાં સુધી ટગરટગર–આંખો ફાડી જોયા કીધું. અને અંતે ડરતાં ડરતાં પડીકું હાથમાં લીધું.

**માતૃભાવવિવશ ઈન્દુએ માતૃપ્રેમવિહ્વલ પ્રેમનાથને ગોળપાપડીનું અમૃતભોજન ધર્યું. પડીકું છોડી, ભોંય પર**

બેસી જઈ તે તેણે ખાધું. તળાવમાંથી ખોબલે ખોબલે પાણી પીધું અને પછી ત્યાં જ લાંબો થઇ ધરતીમાના ઉછંગે સૂઇ ગયો.

પછી તો આપણો રોજ ફરવા જવાનો અને એનો ત્યાં આવવાનો નિત્યક્રમ થઈ પડયો.

તું હંમેશ કાંઇ ને કાંઈ ખાવાનું લઈ જાય. તારું નવવિકસિત માતૃહૃદય પાગલ પ્રેમનાથ પર પ્રેમ ઠાલવવા લાગ્યું હતું.

માઘેલો પાગલ પ્રેમનાથ અને પ્રેમનાથઘેલી મા બનેલી ઈન્દુ !

આમ એકાદ પખવાડિયું નીકળી ગયું હશે. અંતે આપણું સરસપુર છોડવાનું અને ઘેરે જવાનું નક્કી થયું. સવારની ગાડીમાં સરસપુર છોડવું એમ શરદભાઇએ ઠરાવ્યું.

"ના, રાતની ગાડીમાં જઈશું." તેં કહ્યું અને સાંજરે મુસાફરી આરંભ કરવાનું કારણ જણાવતાં ઉમેર્યું:

"સાંજરે તળાવ પર જઈ છેલ્લોવેલ્લો પ્રેમનાથને જોઇ લઇએ."

તેં તારી માતૃલાલસા વ્યક્ત કરી.

તે દિવસે સાંજે છેલ્લી વાર આપણે તળાવ પર ગયાં. તેં હંમેશના નિયમ મુજબ આજે પ્રેમનાથ સારુ પ્રેમભોજન લીધું નહોતું. મને સહેજ આશ્ચર્ય તો થયું જ. પણ મેં મૌન સેવ્યું.

નિયમ મુજબ પ્રેમનાથ પાછલી ઝાડીમાંથી બહાર નીકળ્યો. તેં તેને હાથનો હળવો ઈશારો કર્યો–કોઈ ગાય જેમ પોતાના વાછરડાંને બોલાવવા ડોકનો ઈશારો કરે તેમ. તું એને આપણી પાછળ ઘેર સુધી ખેંચી લાવી. તેં એને ઓશરી પર બેસાર્યો. સારી પેઠે ખાવાનું આપ્યું. લોટામાં પાણી આપ્યું. તેણે તે ખાધું–પીધું. ગાડી પકડવાનો આપણો સમય ભરાતો જતો હતો. શરદભાઈ ટેક્ષી લેવા ગયા હતા.

તેં ટ્રંક ઉઘાડી અને પ્રેમનાથને કહ્યું.

“પ્રેમનાથ, બેટા આ લે.”

અને એમ કહીને તેં મારું ખાદીનું ધોતિયું એને આપ્યું. મારું પહેરણ પણ આપ્યું. એને ઠંડીથી રક્ષવા તેં રહી સહી મારી ગરમ બંડી પણ આપી.

તારા જીવનમાં ઊભરાયેલાં માતૃપ્રેમના પૂરનાં દર્શન કરતો હું ધન્ય મને છાનાં આંસુ સારતો હતો.

તારાં આપેલ કપડાંને પ્રેમનાથે પોતાની માના પેલા ફાટ્યાતૂટ્યા સાડલામાં લપેટ્યાં. અને બચકું છાતી સરસું દાબ્યું. એટલામાં તો શરદભાઈ ટેક્ષી સહિત આવી પહોંચ્યા. ચપોચપ આપણો સામાન ટેક્ષીમાં ગોઠવાયો. ટેક્ષીમાં શરદભાઈ અને હું બેઠા. તુંયે ભારે પગલે પેઠી. પ્રેમનાથ તારી પાછળ પાછળ આવી ટેક્ષી પાસે જ ઊભો હતો.

ટેક્ષીવાળાએ ટેક્ષીનું હેંડલ ફેરવ્યું. એંજિનનો

ઘર્‌ઘર્‌ઘર્‌ઘર્‌ અવાજ થયો અને પાસે ઊભેલા પ્રેમનાથના હૃદયમાંયે જાણે સો સો એંજિનોનો અવાજ એકી સાથે ઉપડવા લાગ્યો. ટેક્ષી ચાલુ થઈ. તેં પ્રેમનાથને હળવા હાથનો ઇશારો કર્યો.

ગજરાજે પુરાણકાળમાં પોકાર કર્યો હતો એવો કરુણતમ પોકાર પ્રેમનાથે કર્યો:—

"મા............"

તારા મોંમાંથી ઉદ્‌ગાર નીકળી પડ્યા:

"પ્રેમનાથ બેટા, જાઉં છું. આવતે ઉનાળે પાછી મળીશ હોં !"

આખે રસ્તે તું શાંત હતી. અમે ય બન્ને જણ શાંત રહ્યા. જોતજોતાંમાં સ્ટેશને પહોંચ્યાં. ટિકિટો લેવાઈ. ગાડી આવી. આપણ બન્ને ડબ્બામાં બેઠાં. હાથનો ટેકો દઈ શરદભાઈ બારી પાસે ઊભા હતા. અનેક વાતો થઈ. અંતે ગાર્ડની વ્હિસલ થઈ. તેં કહ્યું:

"શરદભાઈ, જોજો. પ્રેમનાથને જોતા રહેજો. એના ખબર લખજો હું !"

બીજે દિવસે આપણે ઘેર આવ્યાં. પણ મારા મનને કેમે શાંતિ લાધતી નહોતી. શરદભાઈએ વર્ણવેલ તે માતાપુત્રના પવિત્ર પ્રેમની દિવ્યકથા, તે તળાવનો કિનારો, તે પ્રેમનાથના 'મા....મા....'ના આર્ત પુકારો, તારું કિશોર અને સહજ મુગ્ધ છતાં માતૃવાત્સલ્યભરપૂર હૃદય—એ

સર્વ મારા ચિત્તમાં ભારે ક્ષોભ—ભારે ખળભળાટ મચાવી મૂકતાં હતાં.

મને થયું: "મેં મારી માને આટલી ચાહી છે?"

વળી થયું: "ઇન્દુ મને કેટલી ચાહે છે? હું ઇન્દુ પાછળ કેટલો પાગલ છું? ફરહાદ શીરીં પાછળ પાગલ થયો. તેણે પહાડ કોર્યો. લયલા અને મજનૂ અનંત પ્રેમસાગરમાં ડૂબી ગયાં. પણ એ તો સ્ત્રીપુરુષનો પાગલ પ્રેમ. જનનીશિશુનો—માતાઅપત્યનો—પ્રેમનાથનો પ્રેમ? કેટલા જણ પોતાની માને પ્રેમનાથની ઉત્કટતાથી ચાહતા હશે? વળી માને ચાહનારા કેટલા જણ એટલી જ ઉત્કટતાથી પોતાની પત્નીઓના પ્રેમને અને માતૃત્વને પૂજતા હશે? પત્નીને રીઝવવા ખાતર માને તરછોડનાર અને માની ભંભેરણીએ અર્ધાંગીઓને ગડદાપાટુ કરનાર પણ લોકો હશે જ. માતા અને પત્નીઓ પર શારીરિક જુલમ ન ગુજારનાર સમાજમાં પ્રતિષ્ઠા પામેલ સંસ્કારી, સુશિક્ષિત, સુધારક કહેવાતા પુરુષો પણ તેમના પર આર્થિક, સામાજિક અને બૌદ્ધિક જુલમ કયાં ઓછો કરે છે જે?"

વિચારનો તરંગ ઊઠીને શમી ગયો. માત્ર એક જ સ્વર ફરી ફરી અંતરના દ્વારે અથડાવા લાગ્યો:

"પ્રેમનાથ, બેટા, હું જાઉં છું, હોં. આવતે ઉનાળે તને મળવા આવીશ હોં!"

—પણ હાય ! એ તારા ઉદ્‌ગારો કેવા–કેટલા મિથ્યા ઠરવાના હતા ? તને ક્યાં ખબર હતી કે આવતે વર્ષે પ્રેમનાથને દર્શને આવવાને બદલે તું પ્રેમનાથની માના દર્શનાર્થે મહાપ્રવાસે જવાની હતી. અને હું પાગલ પ્રેમનાથ પેઠે "ઈન્દુ–ઈન્દુ–ઈન્દુ–ઈન્દુ"ના ઉદ્‌ભ્રાન્ત સ્વરે રડતો રહેવાનો હતો !



# ૧૩ : તાજ અને મુમતાઝ

આપણું લગ્ન થયું તેજ વર્ષે ગુજરાતમાં સુવિખ્યાત બારડોલી પાસે આવેલ હરિપુરામાં હિંદી રાષ્ટ્રીય મહાસભાનું બાવનમું અધિવેશન હતું. તાપી નદીને કિનારે માઈલોના વિસ્તારમાં વિસ્તરેલી જાણે એ ગંધર્વનગરી! જંગલમાં ઊભું કરેલું મંગલ. વાંસ અને સાદડીની કલાની નમ્ર રચનાનો નમૂનો. વિદ્યુતની અપરંપાર રોશનીનો ઝળકાટ એ નમ્ર નગરીને રાતે ગંધર્વનગરી જ બનાવી મૂકતો. ક્રાંતિના મહાન જ્યોતિર્ધર સુભાષબાબુ એના અધ્યક્ષપદે નિયુક્ત થયા હતા. ગાંધીજીનું મહાસભાવાદી ગુજરાત અને સરદારની બારડોલીની રણશૂરી રાનીપરજ, પાસેના નાનાશા અરણ્યમાં ઊભા કરેલ નગરમાં એકત્ર થયાં હતાં. હિંદના એકેએક પ્રાંતના પ્રતિનિધિઓ ત્યાં ઊતરી પડયા હતા.

મુક્તિગંગા મહાસભાની જાત્રાએ આપણે યે ગયાં. વિષયવિચારિણી સમિતિમાં બેઠાં. અધિવેશનને આપણે આંખો વડે અને મનથકી પીવાય એટલું પીધું. છેલ્લે દિવસે પ્રદર્શનમાં ગયાં. આખું પ્રદર્શન ફરી વળ્યાં.

પ્રદર્શનમાં દાખલ થતાં મેં તને પૂછ્યું:

"ઇન્દુ, આપણે પ્રદર્શનમાંથી શું શું લઇશું ?"

તારાં મોટાં બહેન માટે ખાદીની સુંદર સાડી ખરીદી. નાની આરતી સારુ લટકાળાં એરીંગ ખરીદ્યાં. નાની બહેન માટે સરસ સ્વેટર લીધું. દીપકને પણ ઓછો ભૂલાય ? તેને પણ રાજી કર્યો.

અંતે અનેક દુકાનો વટાવતાં ફરતાં ફરતાં આપણે પ્રદર્શનને નાકે આવી પહોંચ્યાં. મારી ધીરજ ખૂટી. મેં ફરી પૂછ્યું:

"ઇન્દુ, તારે માટે તો તેં કશું ખરીદ્યું જ નહીં ?"

તેં સામેથી પ્રશ્ન કર્યો:

"તમે ય તમારે માટે શું લીધું છે જે ?"

મેં પ્રેમમધુરભાવે કહ્યું:

"તારી વસ્તુ તે મારી જ. તેં ખરીદેલી વસ્તુ મેં ખરીદ્યા બરોબર જ."

તું ય ભાવમધુર નેત્રોની કમાન રચી બોલી:

"ચાલો પાછા. પ્હણે પેલી એક દુકાને મેં એક

વસ્તુ જોઈ રાખી છે.”

તું આગળ અને હું પાછળ. તું એક દુકાને મને દોરી ગઈ.

એ દુકાન રમકડાંની હતી. ત્યાં જતાં જ તારી ટીખળભરી છોકરવાદ વૃત્તિ માટે હું ખડખડાટ હસી પડ્યો. મેં ધાર્યું કે હવે તું દુકાનમાં જઈ કચકડાના એકાદ બબલા કે બબલી તરફ આંગળી ચીંધી ઊભી રહેશે અને મારી મજાક ઊડાવશે.

પણ ના. મારું અનુમાન અસ્થાને ઠર્યું.

તું દુકાનમાં પેઠી ખરી, પરંતુ દુકાનને બીજે છેડે આવેલ નાના મોટા કદના તાજમહાલની આકૃતિઓ પડી હતી ત્યાં જઈ ઊભી રહી.

તાજમહાલના એ ઢગલામાંથી તેં એક મધ્યમ કદનો તાજમહાલ ઊઠાવ્યો.

દુકાનદારને મેં એની કીમતના રોકડા સાડાત્રણ રૂપિયા ચૂકવી આપ્યા.

હરિપુરાની યાત્રા કરી આપણે ઘેરે પાછાં ફર્યાં. સરસામાન છોડી જેને તેને માટે આણેલી વસ્તુઓ તે તે પ્રિયજનોને પહોંચાડી. હરિપુરાથી નીકળતી વખતે ખીચોખીચ ભરેલી આપણી ટ્રંક અંતે તો સાવ ખાલીખમ થઈ ગઈ. આપણી પાસે રહ્યો એક માત્ર તાજમહાલ.

તેં કમ્મરેથી ચાવીનો જૂડો કાઢી કાચનો કબાટ

ખોલ્યો અને સૌથી ઉપલા ખાનાની બરોબર વચ્ચે તાજને સ્થાપિત કર્યો. તાજની એક બાજુ, લગ્ન પછી તાજી પડાવેલી તારી અને મારી છબી તેં સ્થાનબદ્ધ કરી.

હું કૉટ પર પડ્યો પડ્યો તારી સ્નેહલીલા આંખો ભરી ભરીને નિરખ્યા કરતો હતો. એનો મૂક પણ માદક પરિમલ મારા હૃદયને ઘેનથી ઘેરી વળતો હતો.

કબાટ બંધ કરી તું આવીને મારી પાસે–અડોઅડ બેસી ગઈ.

આફ્ણિયે મારા વિકસિત વદનમાંથી પ્રેમોદ્ગાર સર્યા.

"ઇન્દુ ! વહાલી, પ્રાણ !"

તારા મુખમાંથી તુરત પ્રતિધ્વનિ નીસર્યો.

"રજની, વહાલા, પ્રાણ !"

પણ બીજી જ ક્ષણે તેં કહ્યું:

"ના, ના. પ્રાણ નહીં. હું તમારી મુમતાઝ અને તમે મારા શાહજહાં."

હું બોલી ઊઠયો. "ગાંડી, કયાં સારા ભારતવર્ષનો માલીક શાહજહાં અને કયાં બડભાગી મલીકા મુમતાઝ ? કયાં તું અને કયાં હું ?"

વળી ધીરે રહી મેં ઉમેર્યું:

"જો, ઈન્દુ ! શાહજહાં જહાંપનાહ હતો. આખું સામ્રાજ્ય એની ચપટીમાં હતું. સો સો પ્રતિહારીઓ

એના એક બોલને ઉપાડવા કટિબદ્ધ રહેતા. રિદ્ધિસિદ્ધિ એને ઈચ્છા કર્યે મળતી. પણ ક્યાં હું મુફલિસ અને તેની તું મુમતાઝ?"

કબાટના તાજ તરફ આંગળી ચીંધી, વળી મેં કહ્યું:

"ક્યાં શાહજહાંના બાવીસ બાવીસ વર્ષના પ્રચંડ પ્રયત્નોને પરિણામે બંધાયેલો તાજ? ક્યાં એણે ખરચેલ ત્રણ કરોડ અને ક્યાં મારા ખર્ચેલ સાડાત્રણ રૂપિયા? ક્યાં શાહજહાંનો મુમતાજ માટેનો પ્રતાપી, પ્રચંડ, ભવ્ય, દિવ્યપ્રેમ અને ક્યાં તારા રજનીનાં મિથ્યાં લટકાંમટકાં?"

થોડી વાર સુધી તું કશું જ બોલી નહીં. પણ છેવટે ઉચ્ચરી:

"વહાલા રજ! તાજની આ નિષ્ફળ નાની અનુકૃતિ આટલી આકર્ષક લાગે છે તો આગ્રામાં જમુના કિનારે ઊભેલ પ્રત્યક્ષ તાજ કેટલો વિમોહક હશે? આપણે આગ્રા ક્યારે જઈશું?"

અને એટલું કહેતાં તારી આંખોમાંથી આંસુના મોતી સરી પડ્યાં.

"કોને માટે રડે છે તું?" મેં પૂછ્યું.

તું કાંઈ જ બોલી નહીં. ઉત્તરમાં શાંતિ શાંતિ હતી.

હળવેથી નાજુક સ્પર્શે તારી હનુવટી ઝાલી, તારાં આંસુ લૂછી લેતાં મેં કહ્યું:

"તું કોને માટે રડતી હતી તે હું કહું?"

"કહો." તું બોલી.

હું બોલ્યો: "તને મુમતાઝના મહદ ભાગ્યની ઈર્ષ્યા આવી હશે. કેવું મુમતાઝનું ભાગ્ય ? તેના ખાવિંદની તેના તરફની કેવી મહોબ્બત ! મનનાં ને મનમાં તેં મુમતાઝ જેવું મરણ ઈચ્છયું હશે. નહીં વારુ ?"

"છિ: !" તું બોલી.

મેં પૂછ્યું: "ત્યારે તું શું ભગ્નહૃદયી એકલવાયા શાહજહાં માટે રડતી હતી ?"

તું બોલી ઊઠી: "હવે બરોબર બોલ્યા."

મેં કહ્યું: "છિ: ! શાહજહાંને કાંઇ એક મુમતાઝ થોડી જ હતી ? એ તો સોળ હજાર ગોપીના એક કનૈયા જેવો હતો."

ભાવવશ બની તું બોલી: "પણ મુમતાઝને તે ખરા જિગરથી ચાહતો હતો."

પુરુષજાતિ પર ધિક્કાર વરસાવતાં હું બોલ્યો.

"કયો પુરુષ પોતાની સ્ત્રીને ખરા જિગરથી ચાહે છે ?"

અને ધીમેથી પૂછ્યું.

"તું એક તો બતાવ."

તારી આંખો ચમકી ઊઠી. તારું હૃદય પ્રફુલ્લ બની ગયું. નેત્રની મનોહર પલ્લવી કરી, મારી સામે આંગળી ચીંધી તેં કહ્યું:

"આ રહ્યો એ પુરુષ. આ રજની."

તારા સંભાષણે મને સ્નેહમૂર્છા આવી. મારા હાથ તારી ગ્રીવામાં પરોવાયા. મારું શીશ તારા ઉછંગમાં શમી ગયું. તારું શીશ, બરોબર, મારા હૃદય પર નમી ગયું.

કયાં સુધી–કયાં સુધી–કયાં સુધી તેં મારા હૃદયના મૃદુ ધબકાર, પ્રેમના ટકોરા છાતીપર કાન માંડી ગણ્યા કીધા ?

એ પ્રણયમૂર્છામાંથી હું છેક મોડી સાંજે જાગ્યો. જાગીને જોઉં છું તો કબાટમાં મૂકેલ આરસના નાનકડા સુશોભિત તાજના પાછલા ભાગમાં તેં બૅટરીનો એક દૂધાળો નાનો બલ્બ ગોઠવી દીધો હતો અને તેના શુભ્ર મંદ પ્રકાશથી આખો તાજ અને કબાટ રમ્ય બની રહ્યો હતો. જાણે જમનાતટ પર ચાંદનીમાં નાહતો તાજ !

મેં કહ્યું: "વાહ રે ! ઈન્દુ !"

તું બોલી: "રજ, આપણે આગ્રા નથી જવું. આજ જમનાકિનારો અને આજ આપણો તાજ."

હરિપુરાના મહાસભાના તે અધિવેશને રાજકારણના મહારથીઓને રાજકીય કોયડાનો ઉકેલ આપ્યો હશે. પ્રતાપી રાષ્ટ્રપ્રાણોએ બીજા અનેક અલ્પપ્રાણોને પ્રેરણા પાઈ હશે. તને અને મને એ અધિવેશને પ્રેમનો તાજ આપ્યો. આપણા બન્નેના હૃદયતટ પર એણે પ્રેમની અમર ઈમારત ચણી દીધી.

રોજ રાતે દીવા થાય ને આખી દુનિયા ઝળહળ ઝળહળ થઇ રહે. કબાટમાં પ્રસ્થાપિત કરેલ તાજમહાલ પણ બૅટરીના બલ્બના વિદ્યુતપ્રકાશથી શોભી ઊઠે. ને સાથે જ આપણા ઉરકપાટમાં પડેલ આપણો પ્રેમનો તાજ પણ ઝળઝળાં થઈ રહે.

હરિપુરાથી આણેલ અને કબાટમાં પ્રસ્થાપિત કરેલ એ તાજ હજી એવો જ પડ્યો છે.

માત્ર "આ જ આપણો તાજ, આજ જમનાકિનારો" એમ એ તાજને જોઈને વદનારી તું મુમતાઝ આજે નથી. શાહજહાંની મુમતાઝ પાસે એ ભારતસમ્રાટના પ્રેમનો હિસાબ લેવા, ઈન્દુ ! તું પહોંચી ગઈ છે શું ?



## ૧૪ : અગાશીની રાત

તે દિવસે માણેકઠારી પૂનમ હતી. પૂનમ ઉજવવાનો તારો નિશ્ચય દિવસો અગાઉથી દૃઢ થયો હતો. ત્યારે શાળામાં રજા હતી. પૂર્ણિમાના ઉત્સવમાં બિન્દુ અને સરિતકાન્તે પણ હા પૂરાવી. બસ થઈ રહ્યું. ઠર્યું કે મારે પણ એ ઉત્સવમાં જોડાવું જ. અને એટલા માટે રોજના નિયમ કરતાં ઘેરે વહેલા આવી પહોંચવું. બહુમતીના નિર્ણયને મારા જેવી અત્યલ્પ લઘુમતીએ માથે ચઢાવ્યે જ છૂટકો.

તેં ઠરાવ્યું હતું કે ખાવાપીવાની સામગ્રી લઈ જૂહુના રમણીય દરિયાકિનારે તાલવનની ઘીચ ઝાડીઓમાં જઈ ભરાવું અને શરદુત્સવ ઉજવવો.

પણ સાંજને છેડે આખા દિવસના શ્રમ અને

કામથી તારી પ્રકૃતિ અસ્વસ્થ જણાઈ. આપણે આપણો કાર્યક્રમ રદ કર્યો અને મકાનની અગાશી પર જ ઉત્સવ ઉજવવા ચઢયાં.

ચંદ્રિકાએ જાણે તે રાત્રે સોળે શૃંગાર સજ્યા હતા. પોતાના પ્રેમપ્રફુલ્લ હૃદયની અવિરત રસધારે તે જગતને રસ્યે જતી હતી. ચંદ્રિકાને જોઈને સાગર ગાંડો બની નાચતો હતો. પહાડ પહાડ જેવડાં તેના મોજાંના અથડાટનો અવાજ આપણા કાન પર ઠેઠ અગાશી સુધી પહોંચતો હતો. અગાશીની બરોબર પડખે ઊભેલ તાલના વૃક્ષો ભેદતો માતરિશ્વા મર્મર ધ્વનિએ વહી જતો હૃદયમર્મને ગલગલિયાં કરતો હતો.

અગાશી પર ચઢતાં જ તારા હૃદયને, મનને, પગને નૃત્યનો કેફ ચઢી ગયો હતો. માથે દૂધપૌંઆથી ભરેલી તાંમડી લઈ તું લટકતી ચાલે, ઠમકતે પગલે દાદરો ચઢતી હતી. દાદરાને છેક છેલ્લે પગથિયે તેં પગ મૂકયો. હું બારણા પાછળ કયારનો લપાઈ ઊભો હતો. મેં 'હુડ હુડ હુડ' અવાજ કર્યો. એ મારાં અનપેક્ષિત અડપલાંએ ભયભીત થઈ તેં તામડી નીચે મૂકી દીધી. આગશીને બીજે છેડે તું ભાગવા લાગી.

“લુચ્ચા, ચોર, હરામખોર, મને નાહક બીત્રરાવી.” તું ભાગતાં ભાગતાં બોલી. મેં તને બન્ને બાજુથી મજબૂત જકડી હૃદયસરસી દાબી.

“બેશરમ,” તું બોલી, “પેલાં બિન્દુ અને સરિતકાન્ત

ત્યાં ઊભાં છે. જોતા નથી ? મૂકી દો મને.”

“આજે ચાંદની રાતે એ બન્ને રતાંધળાં બની ગયાં છે.” મેં લફંગા ભાવે કહ્યું, “કશું દેખતાં નથી. શી ફિકર છે ?”

તું બોલી: “નફટ.” અને એટલું કહી મણિપુરી નૃત્યનો તેં એક સરસ દેહવળાંક લીધો.

તારો એ નૃત્યવળાંક જોઈ હું બોલ્યો: “નૃત્ય શું તને એકલીને જ આવડે છે શું ? હું કથક રજૂ કરી શકું છું.”

તેં હાથ જોડી દીનભાવે કહ્યું: “ભાઈશા’બ, તમારે પગે પડું. મહેરબાની કરી મને એ ન બતાવશો.”

મારા એ કથકનૃત્યથી તું શા માટે કંટાળતી હતી ?

કવિ વલ્લતોલ ત્યારે મુંબઈની ઊડતી મુલાકાતે એમની નૃત્યમંડળી સહિત પધારેલા. એમની મંડળીનું કથકનૃત્ય જોવા આપણે બન્ને ગયાં હતાં. બધાંય નૃત્યોના વિષયો મહાભારતની કથામાંથી જ ઊઠાવેલા. કથકની એ અંગોની ભૃંગી ! મૂક નૃત્ય દરમિયાન મુખ પર પ્રસરતી ભાવોની ચિત્રાવલીઓ ! દુઃશાસન વધના નૃત્યપ્રસંગે ભીમે દુઃશાસનને રોળી નાખ્યો. તેના આંતરડાં એક પછી એક ખેંચી કાઢ્યાં અને તેના લોહીના ખોબે ખોબે દ્રોપદીના માથાના વાળ સીંચવા લાગ્યો.

ઘેરે આવીને, બીજે દિવસે, પથારીમાં પડવા પહેલાં

એ જ નૃત્યપ્રસંગનું અનુકરણ કર્યું હતું. તે દિવસે તો તેં શાબાશીનું પ્રમાણપત્ર આપ્યું હતું. માથા નીચેના તકિયાને મેં દુઃશાસન બનાવ્યો હતો. દુઃશાસન બનેલ એ તકિયાને મેં નિમિષમાત્રમાં રોળી નાખ્યો. એના પેટમાંથી આંતરડાંને બદલે હું રૂ પીંખવા મંડ્યો. દુઃશાસન વધનું એ દારૂણ અને ભયંકર દ્રશ્ય તને અસહ્ય થઈ પડ્યું હોય તેમ તેં ચીસ નાંખી.

"હાય! હાય! દુઃશાસન મર્યો એનું દુઃખ નહીં, પણ પણ મારાં ઓશીકાનું રૂ શું કામ પીંખી નાંખ્યું ?"

શરદુત્સવને દિવસે ય અગાશી પર તને ભય લાગતો હતો કે રખેને, આજે ય એકાદ ઓશીકાના ફરી વાર ભૂક્કા ઊડી જાય !

તે દિવસે આપણે બધાં જ વત્તેઓછે અંશે રંગમાં આવી ગયાં હતાં. શરદુત્સવનો દૂધપૌંઆનો ને બીજી ખાણીપીણીનો કાર્યક્રમ પૂરો થયો. ધીંગામસ્તી પણ પૂરી થઈ. સ્વલ્પ એવો ગાયનવાદનનો કાર્યક્રમ પણ સમાપ્ત થયો. તારા અને મારા ગળામાંથી સંગીત નીતરતું હતું. તે રાત્રે દૂધપૌંઆની તામડીનું તેં વાદ્ય બનાવ્યું હતું. એ કાર્યક્રમ પણ ખલાસ થયો. તે રાત્રે પ્રેમની મદિરા ગળાપૂર પીને હું સાવ પ્રમત્ત બની ગયો હતો.

મને થયું: "પ્રેમનું નાટક મદિરા વિના પૂરું થયું ગણાય નહીં." એટલે બીજી જ પળે મેં મારાં—ઓળેલાં વ્યવસ્થિત વાળનાં ઝુલફાં વીંખી નાખ્યાં. પહેરણનાં બુતાન કાઢી નાખ્યાં. એક બાંય ઊંચી ચઢાવી. સકચ્છ ધોતિયું

વિકચ્છ કરી નાંખ્યું. અને નશામાં ચકચૂર બનેલ માનવીની પેઠે તૂટી પડતા પગોથી, અસ્થિર ડગલાં ભરતો હું મારો પાઠ ભજવવા લાગ્યો. અંગોના અભિનય સાથે મારો વાણીનો પ્રવાહ ચાલુ જ હતો.

એ અભિનય, એ અનુકરણ જોઈને બિન્દુ અને સરિતકાન્તે 'આફ્રીનના' ઉદ્‌ગાર કાઢ્યા. એક માત્ર તારા વદન પર નાખુશીની, ચિંતાની આછેરી વિષાદવાદળી દેખાઈ.

અભિનય અંતે મેં કહ્યું: "ઈન્દુ, ઉત્સવ તેં યોજ્યો. તારા નિમંત્રણને માન આપી મેં ઉત્સવમાં મારો ફાળો આપ્યો. અને અંતે તું ઉદાસ કેમ ?"

ખિન્ન સ્વરે તું બોલી: "તમારો દારુડિયાનો પાઠ કેવો અદ્‌ભુત—આબેહૂબ હતો ? ખોટા ખોટા યે તમારા પાઠથી મારા અંતરમાં ઊંડી ફાળ પડતી હતી !"

"ઘેલી," મેં તને ઉદ્દેશી કહ્યું: "તે શું હું કાંઈ સાચેસાચ દારુડિયો થોડો બન્યો છું ?"

તેં મારા ખોળામાં તારું માથું ઢાળી દઈ કહ્યું: "વહાલા રજ, હું તમને દારુડિયાને વેશે જોઈ શકતી નહોતી. તમે આવો પાઠ આજે શું કામ ભજવ્યો ?"

"શરાબીઓનું દર્દ વ્યક્ત કરવા." મેં કહ્યું.

"શરાબીઓ શરાબ શું કામ પીતા હશે ?" તેં સહજ નિર્દોષભાવે પૂછ્યું.

"એક વર્ગ પોતાનો શારીરિક થાક અને ગરીબીનો કંટાળો ઉતારવા અને બીજો વર્ગ પ્રેમ, નિરાશા, દર્દ,

આશાભંગ, વેદના માત્રને વિસરી જવા." મેં જવાબ દીધો.

તેં પૂછ્યું: "ખરેખર, દારૂથી દુઃખ ભૂલી જવાતું હશે ?" મેં મોં પર ખોટું હાસ્ય રાખી કહ્યું: "હા" અને પછી ઊમેર્યું: "જોને, તારી પીવરાવેલ પ્રેમમદિરાથી હું હું કેવો સુખી સુખી ફરું છું !"

તેં તારી વ્યગ્રતા વ્યક્ત કરી: "રજની, કોઈ કાળે એવું બને કે હું તમારી પડખે નહીં હોઉં. તમારા પર દુઃખ બધી બાજુથી તૂટી પડે, ત્યારે તમે દુઃખને ભૂલવા શરાબને નહીં અડો એવું વચન આપો."

મેં કહ્યું: "ભોળી ઈન્દુ, અનિષ્ટ ભાવિની અનાવશ્યક કલ્પના કરી કરી નાહક શું કામ ખિન્ન થાય છે ?" અને પછી તારે ગળે હાથ મૂકી કહ્યું: "લે, તારા ગળાના સમ. જા, હું જિંદગીમાં ગમે એવા સંજોગોમાં શરાબનો સ્પર્શ નહીં કરું."

આજે તારી તે ભવિષ્યવાણી યથાર્થ નીવડી છે. તું મારી પડખે નથી. દુઃખના ડુંગર મારે શિરે તૂટી પડેલ છે. મારા મનસ્તાપની અવધિ નથી. સો સો સર્પોના દંશના વિષથી પીડાતા માનવીની પેઠે હું રીબાઉં છું. કેટલીક વખત હું દુઃખ ભૂલવાના દુન્યવી નૂસખા અજમાવવા લલચાયો છું. પણ તે દરેક પ્રસંગે તને તે શરદપૂર્ણિમાની રમ્ય રાત્રે આપેલ કોલને અને તે અલ્પાવધિ સમયમાં તારી મહેફિલમાં પીધેલી પ્રેમમદિરાને યાદ કરી કરી હું બધાં પ્રલોભનથી સો સો કોસ દૂર દૂર દૂર રહ્યો છું !

# ૧૫ : પ્રેમની દુનિયા

તારી અને ઊર્મિલા વચ્ચે, ઊર્મિલા અને બિન્દુ વચ્ચે કેવાં નિકટનાં સખિપણાં ? એકમેકને ગળે વીંટળાતી જાણે બન્ને કોડભરેલ વેલિઓ.

તારા લગ્નપ્રસંગે ઊર્મિલાએ તને પૂછ્યું: "ઇન્દુ, હું તને શી લગ્નભેટ આપું ?"

તેં કહ્યું: "જે દેવું હોય તે દે. એમાં પૂછે છે શાની."

પણ ઊર્મિ બોલી: "હું તને જે વસ્તુ આપું તે જ બીજા તરફથી મળે તો ? તો તે નકામી બેવડાય."

ઊર્મિલાનું વેવિશાળ સોળમે વર્ષે થયેલું. સત્તરમે વર્ષે તે પરણેલી. અઢારમે વર્ષે તો તે ઠાવકી સૌભાગ્યવતી બની એના વ્યાપારી પતિ સાથે જાપાનના પ્રવાસે ગયેલી. જાપાનના પ્રવાસના સંસ્મરણોમાં તે વારે વારે ત્યાંના લગ્નોની અને લગ્નભેટની વાતો કરતી.

"જાપાનમાં લગ્ન સમયે નવપરિણીત વરવધૂને મિત્રો અને સગાંસ્નેહી ભેટ આપતાં નથી. "સર્વ વસ્તુભંડાર" જેવા વિશાળ સ્ટોરમાં પૈસા ભરી તેની કૂપન લઈ આવે અને તે પાવતી વરવધૂને આપે. વરવધૂ એવી જૂદા જૂદા સ્ટોરોની મિત્રો તરફથી મળેલી પાવતીઓ એકત્ર કરે અને પોતાના ભાવિ ગૃહસંસાર માટે જે જે વસ્તુઓની આવશ્યક્તા હોય તે પાવતીની કીમત પેટે સ્ટોરમાંથી વસ્તુઓ લાવે. આમ લગ્નમાં ભેટની વસ્તુ માત્ર ખેવડાય એટલું જ નહીં, પરંતુ કેવળ શોભાની કે શણુગારની વસ્તુ પણ ભેટ તરીકે આવે નહીં. વળી નવપરિણીત દંપતીને જીવન શરૂ કરતાં પહેલાં અર્ધું રાચરચીલું લગ્નભેટમાં જ મળી જાય."

ઊર્મિલાના મુખેથી એ વાત સાંભળી મેં માન્યું કે ઊર્મિલા તને લગ્નભેટમાં એકાદ 'વ્હાઇટવે લેડલો' જેવા સ્ટોરની પાવતી જ લાવી આપશે. પરંતુ ઊર્મિલાએ તને એવી ચિઠ્ઠી ન જ આપી. એણે તો તને તારા કેશપ્રસાધન માટે હાથીદાંતની ફ્રેમમાં મઢેલું મીનાકારી કોતરકામવાળું સુંદર અને સરસ એવું એક દર્પણ આપ્યું.

એ જોઇને તું કેટલી રાજીના રેડ થઈ ગઈ હતી ?

ઊર્મિલાનું એ ચાટલું અવારનવાર બતાવી હું તને ચિઢવું:

"છિ ! ધૂળ જેવું એ બદામનું ચાટલું. આખરે બૈરાંની જાત. વાંદરું ચાટલું જોઈને નાચવા લાગ્યું !"

મારા મિત્રોએ મને લગ્નપ્રસંગે આપેલી ઝરણી (ફાઉન્ટન પેન) વિષે ઉલ્લેખ કરી તું સામેથી કટાક્ષ કરતીઃ

"વાહ, કચરા જેવી ફૂટપાયરી પર છ છ આનામાં વેચાતી ફાઉન્ટન પેન. પેન લઈને બંદરજી નાચવા લાગ્યા."

રોજ સવાર થાય અને ઊર્મિલાનું દીધેલ તે રૂપાળું હાથીદાંતનું દર્પણ અને હાથીદાંતનો કાંસકો લઈ તું માથું ઓળવા બેઠી જ હોય. દર્પણમાં જોતી જાય અને વાળ ઓળતી જાય. દર્પણમાં તારું દેહસૌંદર્ય જોઈ આત્મસંમોહમાં તું ડૂબતી જાય. ક્યારેક ક્યારેક વાળ ઓળ્યા પછીનું તારું મુખસૌંદર્ય નિહાળી હુંયે આત્મસંમોહિત બનું.

કેટલીય વેળા સ્થિર દૃષ્ટિ કરી તું મિનિટો સુધી આરસામાં જોયા જ કરે.

હું તને પ્રશ્ન પૂછુંઃ "ઇન્દુ, આરસામાં તું શું જુએ છે ? કોને જુએ છે ?"

તું કહેઃ "તમને."

હું શ્લેષ કરી બોલુંઃ "મને કે મારા હૃદયને ?"

અને ઉમેરુંઃ "ઇન્દુ, તને મહાભારતમાં આવતી દ્રોણ અને બાણાવળી શિષ્યોની વાત યાદ છે ? દ્રોણગુરુ કૌરવપાંડવ બધાને ધનુર્વિદ્યા શિખવતા હતા. ઝાડની ડાળી પર બેઠેલ પંખીનું નિશાન તાકવાનું કહી દ્રોણે દરેક શિષ્યને વારાફરતી પૂછ્યુંઃ

"અલ્યા, ઝાડની ડાળી પર તું શું જુએ છે?"

દરેક વિદ્યાર્થીએ કહ્યુંઃ "ગુરુજી, પંખીને."

દ્રોણ નિરાશ થયા. અંતે અર્જુનનો વારો આવ્યો.

દ્રોણે અર્જુનને પૂછ્યુંઃ "ઝાડની ડાળી પર તું શું જુએ છે?"

અર્જુને તુરત ઉત્તર વાળ્યોઃ "ગુરુદેવ, પંખી બેઠું તેના વક્ષસ્થળને–હૃદયભાગને."

તું બોલીઃ "સ્વામીદેવ, કથાનો મર્મ સમજી, સમજી. તે હું પણ તમારા હૃદયને જ જોઉં છું. પણ જો જો. સંભાળજો. અર્જુને બાણ મારી પંખીને તોડી પાડયું." અને પછી પણછ ચઢાવવાનો અભિનય કરી હું કહેતીઃ "સંભાળજો. પ્રેમબાણ છૂટે છે. હૃદય ઠેકાણે રાખજો."

કોનું હૃદય પ્રિયતમાના બાણ સામે ઠેકાણે રહ્યું છે જે મારું રહેતું?

એક દિવસે તારું તે દર્પણ તું રસ્તામાં જ ભૂલી ગઈ. ઓચિંતી ઊઠીને તું બીજા કામે વળગી. તારા દર્શનઘેલો હુંય ઊઠયો અને કલ્પનાદર્પણમાં તને નિહાળતો દૃષ્ટિ ચૂકયો. બીજી જ ક્ષણે ઠેસ વાગી. તડાક અવાજ થયો. હું જાગ્યો.

અવાજ સાંભળી તું દોડી આવી. તેં અને મેં એકી સાથે ભાગેલ દર્પણના ટૂકડા જોયા. ઊર્મિલાનું આપેલ તે અમોલું સાચા હાથીદાંતમાં મઢેલ દર્પણ–તારું પ્યારું દર્પણ ચૂરેચૂરા થઇ ગયું.

પ્રાણ જતાં નિશ્ચેષ્ટ દેહ પડ્યો રહે તેમ કાચ ફૂટી જતાં તરડાયેલી ફ્રેમ વાંકીચૂંકી પડી જતી. હું ખસિયાણો પડી ગયો. તુર્ત ખિન્ન બની ગયો. સખિએ આપેલ તે દર્પણ! એ દર્પણના ટૂકડા થતાં ઘડીભર તારું હૃદય ટૂકડે ટૂકડા થતું હોય એમ મને લાગ્યું.

મેં ક્ષમાયાચનાભર્યા સ્વરે દીનવદને કહ્યું:

"ઈન્દુ, વાંક મારો છે. મેં જોયું નહીં. ઠેસથી દર્પણ તૂટ્યું."

દર્પણના ટૂકડા તેં ઉતાવળે એકઠા કરી દીધા. એક કાચની કણી તારી કોમળ અંગુલિમાં ભોંકાઈ. અને આંગળીમાંથી લોહીની ઝીણી લાલ ટશર ફૂટી. મેં કણી બહાર કાઢી. લોહીભરેલ તારી આંગળીપર ભીના કપડાંની પટી બાંધી દીધી અને અત્યંત માર્દવતાથી તારી કોમલ કરાંગુલિઓ ચૂમી.

તું બોલી: "રજની, વાંક મારો છે. મેં જ રસ્તામાં દર્પણ છોડ્યું. એટલે ભાંગે જ ને?"

હું બોલ્યો: "ના, ના, વાંક મારો છે. ગુનેગાર હું છું. મારે જોઈને નહોતું ચાલવું જોઈતું?"

તું બોલી: "તમે કાંઈયે અપરાધી નથી. અપરાધી હું છું. રઝળતી રાખેલી પ્રિય વસ્તુ ફૂટે જ ને?"

હું બોલ્યો: "બોલ, હવે શિક્ષા ફરમાવ."

ભાવમધુર નેત્રોની ભૃંગી કરી તેં કહ્યું:

"શિક્ષા? દર્પણ તો ફૂટ્યું. હવે રોજ સવારે માથું

ઓળતી વખતે દર્પણ જોઈશે. તે તમારે મારી સામે બેસવાનું. તમારા હૃદયનાં અને નયનનાં દર્પણમાં જોઈ જોઈને હવે જેમતેમ માંડ માંડ મારા વાળ ઓળીશ. જાઓ, એ જ શિક્ષા."

તે આખો દિવસ અને આખી રાત ઊર્મિલાના તે દિવ્ય દર્પણમય બની ગયાં.

મારાં પ્રેમસૃષ્ટિનાં મને વ્યવહારસૃષ્ટિનાં બીજાં મનને કહ્યું: "અહીં જરી જો તો ખરો. કેવી છે આ પ્રેમની દુનિયા? ને ત્હણે જોઈ લે. કેવી છે વ્યવહારની સૃષ્ટિ? એમાં કેટલું અંતર?

વ્યવહારની સૃષ્ટિનો એક માનવી બીજા માનવી પર દોષારોપણ કરે છે. બીજો વળી પહેલાને ગુનેગાર ગણાવે છે. એક માનવી પોતાની ભૂલનો ટોપલો બીજાને માથે પહેરાવે છે.

અને આ પ્રેમના વિશ્વમાં? પ્રેમી પ્રેમી વચ્ચે ભૂલ થતાં, પહેલો પ્રેમી બીજાની ભૂલ પોતાની ભૂલ ગણાવે છે. પેલો પ્રેમી એ પોતાની જ ગણાવે અને સામાને નિર્દોષ ગણાવે છે.

શી છે એ સ્પર્ધા! શી છે એ હરિફાઈ! કેવી છે એ ખેંચતાણ અને શી છે એ હૃદય હૃદય પર વારી જવાની તત્પરતા!

શું આ વ્યવહારનું જગત કદિયે પ્રેમના જગતમાં રૂપાંતર પામશે? વા પેલી પ્રેમની દિવ્ય સૃષ્ટિના માનવીઓ વ્યવહારની સૃષ્ટિ પર કદિયે પદાર્પણ કરશે ખરાં?

## ૧૬ : તમે અને તું

પ્રારંભના પરિચયકાળમાં, ત્યાર પછીના સંવનન કાળમાં અને લગ્ન પછી તારી સાથેના સંભાષણમાં તારા પ્રત્યેનું મારું સંબોધન સર્વનામ શું હતું?

તમે.

'તમે' એ માનાર્થવાચક, આદરસૂચક, સમતાપ્રદર્શક વિશેષણે જ હું તને સંબોધતો.

પ્રારંભના પરિચયકાળ દરમિયાન એક દિવસે વિવાદે ચઢતાં તું બોલી:

"સ્રીના સ્વતંત્ર વ્યકિતત્વની, સ્રીના સામાજિક સ્વાતંત્ર્યની અને સ્રીજીવનની બળતી જટિલ સમસ્યાઓના ક્રાંતિકારી ઉકેલની ભાષા બોલતા કેટલા યુવાનો–કેટલા નવપતિઓ પોતાની પ્રિયતમાઓને "તમે"ના આદર અને

સમતાસૂચક સંબોધને સંબોધે છે? "તું", "તું" કરી નિકટભાવે બોલાવવાનો માત્ર ડોળ જ હોય. ખરું જોતાં તો એ તુંકારની પાછળ ઊંડે ઊંડે પુરુષોનું જૂનવાણી માનસ ડોકિયાં કરતું જ હોય. પુરુષ કવિ હોય યા લેખક, સંગીતજ્ઞ હોય યા ચિત્રકાર, કે પછી સાવ સામાન્ય આદમી—બધા જ 'તું'કારની તોછડાઈ લઈ નીકળી પડયા છે."

પ્રેમના અનંત વિસ્મૃતિસાગરમાં વિલીન થવા નિર્માયેલ અનેક સંભાષણો જેવો આપણો એ ઉપરોકત સંવાદ પણ વિસારે પડયો.

પરિચય વધ્યો. પ્રેમ નિર્માયો. લગ્નજીવને તેને વધુ નિર્મળ છતાં વધુ ઘટ્ટ, વધુ પવિત્ર અને આત્યંતિક બનાવ્યો. તું તારો સમસ્ત પ્રેમ મને આપી ચૂકી હતી. હું મારું હૃદય તને અર્પણ કરી ચૂકયો હતો. પરસ્પરના પ્રેમાર્પણમાંથી નીપજેલ જીવનની તે એક ધન્ય ક્ષણે, એકમેક શું તદ્રૂપ બની જતાં, આત્મૈકયનો સાક્ષાત્કાર કરતાં આપણે બેઠાં હતાં. હાથમાં હાથ રાખી, અંગશું અંગ અડાડી, એકરૂપ થઈ ગયેલા બે જીવો જેવાં આપણે બેઠાં હતાં.

ત્યારે આપણો વાર્તાલાપ વ્યવહાર "તમે"ના સંબોધને જ ચાલતો.

કોને ખબર, એક દિવસે, તને એ વ્યવહારમાં અપૂર્ણતા ભાસી.

સત્ય સ્નેહના પ્રેમ સંબોધનના અભાવે, પ્રેમની અપૂર્ણતા અનુભવતી, ઊંડે ઊંડે દુ:ખ થતું હોય તેમ વિકલ ભાવે તેં તે દિવસે કહ્યું:

"રજની, હવે રોજ રોજ, ક્ષણે ક્ષણે તમારો આ જુલમ સહન નથી થતો."

હું ચમક્યો. ચોંક્યો. નિમિષમાત્રમાં અનેક વિચારો કરતાં મેં તને પ્રશ્ન કર્યો:

"એવો અસહ્ય મારો કયો જુલમ છે? કહો."

તું બોલી: "આ 'કહો'નો સ્તો. 'આવો', 'બેસો', 'કહો' 'દો'. તમારી પ્રેમની પુષ્પભરેલ બિછાતમાં મને આ માનભર્યા શબ્દોના કાંટા ભોંકાય છે."

હું બોલ્યો: "કાંટા શાના એ? પ્રેમદેવતાને ચઢાવેલ ભક્તિનાં ફૂલ."

તું વાદે ચઢી. તું બોલી:

"છિ: પોતાના પ્રભુને કોઈ 'તમે' કહી થોડું જ સંબોધે છે? જગતમાં સર્વથી અધિક પ્રિય એવી પોતાથી જનનીને કોઈ બાળક 'તમે' કહી થોડું જ પુકારે છે?"

લમણે આંગળી ફેરવતો, યોગ્ય ઉત્તર શોધતો ક્ષણભર હું અવાક રહ્યો. પણ હું કાંઈ બોલી શકું તે પહેલાં જ તારા ભાવને દ્વિગુણિત કરી તેં કહ્યું:

"રજની! વહાલા, બોલો."

મેં તને તારા પૂર્વના ઉદ્‌ગારો યાદ આપતાં કહ્યું:

"યાદ છે તમને તમારા તે બોલો ? એક દિવસે તમે જ કહ્યું હતું કે વિદ્વાનો અને સુધારકો બધાય સ્ત્રીજીવનની સુધારણાના બણગાં ફૂંકે છે, પણ કોઈ સાચી સમતા સ્થાપવા ચાહતું નથી."

તું ભાવકંપ અનુભવતાં બોલી: "બળ્યું, જૂની જૂની વાતો જ કરવાની તમને ખરાબ ટેવ છે. જૂની વાતો કરી મને શું કામ બાળો છો? તે ઉદ્‌ગારો કાઢનાર સ્વતંત્ર મિજાજી, સ્વમાની પણ પ્રેમના પારસસ્પર્શના કાંચનઅનુભવથી રહિત ઈન્દુ ક્યારની મરી ચૂકી."

મેં સ્મિત કરતાં કરતાં કહ્યું: "અરે, અરે, એ શું ? ઘડીકભરમાં મરણની વાત ?"

અત્યંત રિસામણાં નેત્રો કરી તું બોલી:

"ચાલો, તોફાન છોડો. બોલો મને હવેથી 'તું' કહી બોલાવશો ને ?"

ધીરગંભીર વદને હું ઉચ્ચર્યો: "ના ભાઇ, સ્ત્રી સન્માન અને સમાનતાનો પૂજારી હું. સ્ત્રીને 'તું'કારે કેમે જ સંબોધી શકું ? અને અમારી પુરુષ જાતને 'તમે' ના માન સંબોધને સંબોધાવા દઉં ?"

ગંભીર છતાં મજાકપૂર્ણ મારા વાક્યોના અંતિમ ભાગનો અર્થમર્મ તું તુરત સમજી ગઈ. તારું વદન

પ્રફુલ્લ બની ગયું. તેં હસતાં હસતાં કહ્યું:

"હું. સમજી. ત્યારે તમે શું શરતી સંબોધનની વાતો કરો છો? બળ્યું. એ કેમ બને?"

હું જાણે મહાન નિઃસ્પૃહભાવે બોલ્યો: "તો રહ્યું."

હાથમાં આવેલી બાજી વિખેરાઈ જતી જોઈ તું ઠગારાભાવે બોલી ઊઠી: "ના ના, એમ હોય?" તમે મને એક વાર 'તુ' શબ્દે સંબોધો. પછી હું તમને મનગમતા સર્વનામે સંબોધીશ."

તને વધુ અધીર અને આતુર બનાવવા વળી હું બોલ્યો. "પહેલાં તમે મને એક વાર સંબોધો, પછી હું તમને 'તું' કહી સંબોધીશ."

તું કહે: "ના, તમે પહેલા બોલો."

હું કહું: "ના, તમે પહેલાં બોલો."

અને 'તુ'કાર માટેનું જામેલ 'તમે'નું એ ભીષણ યુદ્ધ કોને ખબર, કયાં સુધી ચાલ્યું? અંતે મારે જ નમતું આપવું પડયું."

હું બોલ્યો: "ઇન્દુ જાઓ, આજથી તમે તમે નહીં–'તુ'. આજથી તું 'તુ' "

દ્વિતીય પુરુષ એકવચની પ્રેમસંબોધનનું અભયવચન લઇ તું તુરત પડખેથી હઠી ગઈ. તારી ઢોંગાઈ મેં પારખી. તું ભાગી. હું તારી પાછળ પડયો. કયાં સુધી–કયાં સુધી ઓરડાઓની પ્રદક્ષિણા કરાવી કરાવી અંતે તું મારા હાથમાં

ઝલાઈ. ઝલાતાં જ તું કૉટ પર આવી પડી. કેટલી અસહ્ય ગલીપચી કરી તને પરવશ બનાવી ત્યારે જ તું માંડ તે દિવસે બોલી. "રજની, તું તું તું તું."

"તમે"ના કૃત્રિમ અને ભારેખમ પ્રેમગાનઝંકૃત જીવનતંબૂરમાંથી તે જ દિવસે સાચી સુરાવલિ પ્રગટી.

"તું તું તું તું."

ઈન્દુ બોલીઃ "રજની, તું મારો, હું સદા તારી."

રજની બોલ્યોઃ "ઈન્દુ, તું મારી, હું સદા તારો."

આપણ બન્ને બોલ્યાંઃ "હું તું, તું હું."

"હું તું, તું હું, તું તું તું તું"ની એ અભેદ સંગીતસરિતે જીવનને ચારેકોરથી જકડી લીધું–છલાછલ ભરી દીધું–જેમ........



# ૧૭ : બિચારી વનલીલા

પાડોશનાં વનલીલા ને નવનીતલાલ !

કેવી યૌવનથી ભરપૂર વનલીલા ! રૂપરૂપનો અવતાર, નમણાં ઘાટીલાં અંગોનો અજબ ઓપ. રંક અને મૃદુ સ્વભાવ, મળતાવડી અને અત્યંત માયાળુ. પથ્થરમાંથી કોરી કાઢેલી રંકત્વની જાણે આરસપૂતળી.

અને નવનીતલાલ ? છિઃ............બળ્યું એ નામ. નામ માત્ર નવનીત. પણ વલોણાને અંતે નીકળેલું નવનીત નહીં—વલોણાં દરમિયાન તળિયે બેઠેલો મેલ અને કચરો.

વિધવા માશીની ભંભેરણીએ એણે તે દિવસે બિચારી વનલીલાને ફટકારી. ભાન ગુમાવી એ રાક્ષસે છત્રી તોડી નાંખી. તો યે અજબ શાંતિ જાળવી, એકમાત્ર પેટના ગોળાનો વિચાર કરતી વનલીલા રસોડામાં સંતાઇ

એ રાક્ષસ તેની પાછળ રસોડામાં ગયો અને હાથમાં આવેલ વેલણે વેલણે એને સખત માર માર્યો. વનલીલા કિકિયારી નાખી જમીન પર બેશુદ્ધ થઈ ઢળી પડી. ત્યારે એ નરાધમ મોજથી પત્તા રમવાં પાડોશમાં મિત્રોને ત્યાં ચાલ્યો ગયો.

વનલીલાની–બાઈની–દયા એના ઘરના ઘાટીને આવી. એણે જ બાઈને પાણી લાવી દીધું. બિચારી ભારેવાહી વનલીલા !

એનું દુઃખ રડવા, મનને હલકું કરવા વનલીલા બીજે દિવસે આપણે ત્યાં આવી. એની પીઠ પર, જાંઘ પર, અંગેઅંગ પર, પેલા પશુના હાથના અમાનુષી મારથી કેવાં લીલાં ચકામા પડી ગયાં હતાં ! એ બધું જોઈ મારી આંખમાં આંસુ આવી ગયાં. તારી યે આંખો રડી રડી સૂજી ગઈ. પણ બીજી જ ક્ષણે તારાં નેત્રો લાલચોળ થઇ ગયાં. પુણ્યપ્રકોપ તારા અંગે અંગમાંથી ભભૂકી નીકળ્યો.

તેં અકળાઇને કહ્યું:

"લીલાબહેન, આ કસાઇનો માર કેમ ખવાય ? પોલિસને કેમ ખબર નથી આપતાં ?" અને ધીમેથી તું બોલી: "બળ્યું. આનાથી તો દરિયો તળાવ કરવો સારું."

પણ બિચારી વનલીલા ! અંતે આર્ય સ્ત્રી ! અરરર ! પોતાના પતિ સામે પોલિસમાં ફરિયાદ ! અને પોલિસ

એની ફરિયાદ સાંભળે જ એની ખાત્રી શી ? હા, દરિયો તળાવ ઓછાં નથી. પણ ઉદરસ્થ શિશુધારી એ! અંતરીક્ષના ફૂલ જેવા મૃદુ કો જીવનની એ ભાવિ માતા! એ જીવનને લઈને માતા થોડી જ કૂવો તળાવ કરે ?

અંતે સાંજ પડી. એના કસાઇ પતિદેવનો ઘેરે આવવાનો સમય થયો. વનલીલા ઘેરે જવા તૈયાર થઈ.

એ ઊઠી: પોલકાના ખીસામાંથી મહાકષ્ટે એણે એક ચબરકી કાઢી. અને બોલી:

"ઇન્દુબહેન, આટલી મારી મા પરની ચિઠ્ઠી ટપાલમાં નાંખી દેશો ?"

તું બોલી: "જરૂર. બીજું કાંઈ કામકાજ હોય તો જરૂર કહેશો."

મેં પણ કહ્યું: "લીલાબહેન વિનાસંકોચે જે કાંઇ કામકાજ હોય તે જણાવજો."

એણે પગથિયા પર પગ મૂકતાં ફરી વાર ડૂસકાં ભર્યાં. અને અસ્પષ્ટ સ્વરે ઉચ્ચરી:—

"ઇન્દુબહેન, રજની....રજની....કા....ન્ત, ર...જ....ની ભા...ઇ."

બિચારી વનલીલા ગઈ!

મેં અને તેં વિચાર્યું. એ શું બોલી ?

"ઇન્દુબહેન, ર....જ....ની, ર....જનીકાંત, રજનીભાઇ" એનો અર્થ ?

એનો અર્થ એના હૃદયને જ માલૂમ.

એનું હૃદય જાણે પોકારતું હતું: "ઇન્દુબહેન, તમને રજની મળ્યો છે. તમે સુખી છો. મને અભાગીને ? મારો નવનીત આવો કેમ ન હોય ?"

વનલીલા ઘરમાંથી ગઈ, પણ મનમાંથી મોડે સુધી અદ્રશ્ય થઈ નહીં.

તારું આપેલું પાન મેં થૂંકી નાંખ્યું. થંડા પાણીનો કોગળો કર્યો. ગળું સહેજ ખોંખાર્યું. તોયે ભારે બનેલ સાદ કેમે કર્યો હળવો બન્યો નહીં.

તું બોલી: "વહાલા રજ, આજે આટલા બધા ઉદાસ કેમ છો ?"

હું બોલ્યો: "બિચારી વનલીલા ! ગભરુ હૃદય ! અસહ્ય દુઃખ, અરેરે ! સ્ત્રીનો અવતાર ! ! !

તેં પૂછ્યું: "કહો રજ, સ્ત્રીમાત્ર પ્રત્યે તમારા હૃદયમાં આટલી અથાગ અનુકંપા, અપાર મમતા, અમર્યાદ સહાનુભૂતિ કેમ છે ? તમારું પુરુષહૃદય આટલું બધું સ્નેહાર્દ્ર–આટલું પાણીપોચું કેમ છે ?"

મેં હસવાનો પ્રયત્ન કરી કહ્યું: "કારણ કે ગયે જન્મે હું સ્ત્રી હતો."

તેં યે સ્મિતનાં પારિજાતક વરસાવતાં કહ્યું:

"તમારો દેહ પુરુષનો ભલે હોય. હૃદય નથી. તમે કેટલા પ્રેમાળ, કેટલા સ્નેહાર્દ્ર, પરોપજીવી પારેવડાં

જેવા છો ?”

મેં કૃત્રિમ ગુસ્સો કરી કહ્યું:–

“વાહ ! આ મારી પ્રશંસા છે કે અપમાન ? મારી તુલના પારેવડાં સાથે ?”

તું પાલવમાં મોં સંતાડી દેતાં બોલી: “ના, ના, તમે એકલા જ પારેવડા નહીં. હું તમારી પારેવડી.”

ગળું ફૂલાવી પારેવડું ઘૂઘૂઘૂઘૂ ઘૂઘવે તેમ પ્રેમમત્ત બની તેં ઘૂ ઘૂ ઘૂ ઘૂ સ્વરે ઘૂઘવ્યું. મારા દેહટોડલે ત્યાં પ્રતિધ્વનિ નીપજ્યો. પ્રફુલ્લ મારું હૃદયપારેવડું ય ઘૂઘવ્યું. ઘૂ ઘૂ ઘૂ ઘૂ ઘૂ--

પરસ્પરનાં હૃદયો પ્રમત્ત પ્રેમધ્વનિએ ઘૂઘવ્યાં ઘૂ ઘૂ ઘૂ ઘૂ ઘૂ ઘૂ.

●

## ૧૮: કેશની લટ

એક દિવસે મારો હાથ તેં તારા હાથમાં લીધો અને હથેલીએ હથેલી, આંગળાંએ આંગળાં, કાંડાએ કાંડું મેળવવા યત્ન કીધો.

મેં પૂછ્યું.

"આજે તારો શો વિચાર છે?"

તું બોલી: "કાંઈ નહિ. સહેજ હાથે હાથ સરખાવું છું."

મેં ગર્વભેર કહ્યું: "નામ તો તારું ઈન્દુ છે. પણ ચંદ્ર જેવી ગોરી નથી. મારું નામ રજની છે પણ તારા કરતાં કેટલો ગોરો છું?"

તું બોલી: "હું રૂપ નથી સરખાવતી. ઘાટ સરખાવું છું."

"એક પુરુષનો હાથ, બીજો સ્ત્રીનો. એક પુરુષનો ઘાટ, બીજો સ્ત્રીનો, એક પુરુષનો મરોડ, બીજો સ્ત્રીનો. એમાં સરખામણી શી?" હું બોલ્યો.

તુરત તેં મારા હાથની પ્રશસ્તિ રચવા માંડી. તું બોલી:

"પુરુષોના હાથ તમે કદી જોયા છે? રાભા જેવા, ખરછટ હોય. હાથ પર વાળોનું જંગલ હોય. જાડી જાડી ટૂંકી આંગળીઓ હોય, જાડું કાંડું અને વિચિત્ર નખો. પણ તમારો હાથ કેવો સુંદર, લાંબો અને પાતળો છે. જાણે સ્ત્રીનો જ. એ પર એકે વાળ નથી. રુંવાટી પણ કેવી મૂલાયમ અને સૂક્ષ્મ છે. કાંડુ કેવું ગોળ અને નાના કદનું, આંગળીઓ પણ કેવી કલાકારની. હથેળી પણ ઊંડી સરોવર જેવી, નખ પણ રતુમડા, પારદર્શક અને અણિયાળા."

મેં કહ્યું: "ઈન્દુ, આજે તું ગાંડી થઈ લાગે છે. તને તારા રજનીનું બીજું શું શું સુન્દર લાગે છે? બોલ, વારુ!"

આંખોમાં આનંદ આણી તેં પૂછયું: "કહું?"

તારા પ્રશ્ને મારા મનમાં એક ઘડ ભાંગી ને બીજી ઊકેલી. મને થયું કયા પુરુષને પોતાની પ્રિયતમાને મોઢે અને કયી પ્રિયતમાને પોતાના પ્રિયતમને મોઢે પોતાની સૌન્દર્યસ્તુતિ સાંભળવી નહીં ગમતી હોય!

મેં કહ્યું: "કહે."

તું બોલી: "સૌથી મોહક તમારા દાંત છે. એક પછી એક, પંક્તિબંધ કેવા સરસ ગોઠવાયેલ, માપસરના અને

સફેદ ચકચકતા છે ! તમે મને પહેલે દિવસે મળવા આવ્યા. આપણી વચ્ચે વાતો થઈ. એ વાતોની વચ્ચે તમે હાસ્ય કર્યું. ને હું તમારા દાંતો જોઈ રહી. એ દાંતો જોઇને જ તે દિવસ પૂરતો તો મેં તમારી સાથે પરણવાનો નિશ્ચય કર્યો."

હું હસ્યો અને બોલ્યો: "અહો, તો એ દાંતો શું તને ચાવવાના કામમાં લાગવાના હતા ? અને દાંતો શું એક તારા રજનીના જ છે ? બીજા યુવકો શું કાંઇ દાંત વિનાના બોખા ડોસલાઓ છે શું ?"

તું માથું હલાવી બોલી: "ના, એમ નહીં. મારા રજનીના દાંત બધા કરતાં સરસ. કોકના આગલા બે દાંત બહાર આવ્યા હોય. તો વળી કોઈના દાંત એક પર એક ઊગી નીકળ્યા હોય. કાં તો દાંતો વચ્ચે પોલાણ હોય. અથવા એ ખૂબ જ ગંદા હોય. પાન કે તમાકુ ખાઈ ખાઇ પીળા બનેલા દાંતમાંથી અસહ્ય વાસ આવતી હોય. બીડીના ધૂમાડાના રંગે વળી કોઈના દાંતો ધૂમાઇ ગયા હોય !"

હું કટાક્ષમાં બોલ્યો: "બહુ સારું ! હું સાઠ વરસનો ઘરડો ડોસો થઇશ અને જ્યારે મારા બધા દાંત પડી જશે ત્યારે એ બધા હું તને આપીશ. તું એને તારા દાગીનાની પેટીમાં દાગીનાભેળા સાચવી રાખજે."

તું બોલી ઊઠી: "છિ: ! તમારી કલ્પના કેટલી દુરાકૃષ્ટ છે ? જે સાચવવા જેવું છે તે તો મેં મારા

બૉક્સમાં કે'દિનું રાખ્યું છે."

મેં ઉત્સુકતાસહિત પૂછ્યું: "એ શું છે? મને બતાવ તો ખરી."

ઊઠીને તું દોડતી ટ્રંકપાસે ગઈ. ટ્રંકમાંથી નાનકડી બૉક્સ લાવી.

એ પળ દરમ્યાન મેં વિચાર્યું: "એ બૉક્સમાં એણે શું સાચવી રાખ્યું હશે?"

બૉક્સ લાવી તેં મારા ખોળામાં મૂકી દીધું. મુગ્ધ કો શિશુ જેમ વડીલના ખોળામાં રમકડું મૂકી દે તેમ.

બૉક્સ મેં હળવેથી ઊઘાડ્યું. અંદર શું હતું? ઉપર દેખાતા સોનાના પાટલા જોઈ મેં કહ્યું: "આ શું છે? આ પાટલાને અને તારા બોલવાને શો સંબંધ?"

તેં મૂક નયને ઈશારો કર્યો. પાટલા નીચે મને અંદર જોવા કહ્યું. મેં જોયું. એક સફેદ કાગળની એ નાનીશી પડીકી હતી. એ પડીકીમાં શું હતું?

પડીકી છોડી જોઉં છું તો માત્ર એક લાંબી કાળી કેશની લટ!

મેં તુરત પ્રશ્ન કર્યો: "ઈન્દુ, આ શું?"

તેં લટકો કરી વહાલઘેલી બની કહ્યું: "મારા પ્રિયતમના કેશની લટ."

"કોણ તારો પ્રિયતમ?" મેં પૂછ્યું.

તેં ફરી મધુર અભિનય કરી કહ્યું: "રજની. સામે

બેઠો છે તે.”

સંવાદ આગળ વધ્યો—

મેં પૂછ્યું: “તારા પ્રિયતમની લટ તું ક્યાંથી લાવી ?”

“મારા રજની પાસેથી જ તો.” તું બોલી.

“રજનીએ તને ક્યારે આપી ?”

“એક દિવસે આપી.” તું બોલી અને ફરી બોલી: “માગી અને આપી.”

“ખોટી વાત.” મેં સહેજ તાણીને કહ્યું: “ઇન્દુએ રજની પાસે એ કેશની લટ માગી જ નથી. અને રજનીએ કદી આપી નથી.”

પછી હસી હસીને તેં એ લટનો ઘટસ્ફોટ કરતાં કહ્યું: “એક રવિવારે તમે જમીને પડખે પડ્યા હતા. હું અંદરના ઓરડામાં કામ કરતી હતી. મેં તમને સહેજ હાંક મારી. કાંઈ જ જવાબ મળ્યો નહીં. મને થયું તમે પાડોશમાં ઉપડી ગયા કે શું ? શયનખંડમાં મેં આવીને જોયું તો તમે નાના બાળક જેવી મીઠી ઊંઘ લઈ રહ્યા હતા. તમારું મોં બારીની દિશામાં હતું. બારીમાંથી પવન હિલોળાભેર વાતો હતો. પવન પ્રત્યેક સપાટે તમારા ઓળેલા વ્યવસ્થિત વાળ સાથે અડપલાં રમતો હતો. પવનને હિલોળે તમારા કપાળ પર કેશની લટો ઊડતી નાચતી હતી.

તમારી બાલક જેવી નિર્દોષ છતાં મોહક મુખાકૃતિ હું પળભર જોઈ રહી. ઊંચે ઊડતી અને ભાલપ્રદેશે રમતી એ લટ પર હું લટ્ટુ બની. પવનનું અડપલું જોઇ મને ય અડપલું સૂઝયું. ક્ષણભરમાં એક વિચાર મારા લમણામાં ઝબકયો અને બીજી જ ક્ષણે મેં તમારી લટ સફાઈપૂર્વક કાપી લીધી. એ લટને મેં છાતીસરસી ચાંપી. આંખોએ અડાડી, હોઠોએ દબાવી. અને પછી બૉકસમાં મૂકી."

તારા સફળ ચૌર્યકર્મની રસિક પરાક્રમકથા હું મુગ્ધ અને વિસ્મયભાવે સાંભળી રહ્યો હતો. હું બોલી ઊઠયો:

"હું દરરોજ વાળ ઓળું છું, પણ મને કપાયેલી લટની ખબર કાં પડી નહીં ?"

અને પછી ઊમેર્યું: "તેં કેવી ભારે સીફતથી મને મૂંડયો ?"

તને ચિઢવવા વળી આગળ ચલાવ્યું:

"તું કેશકર્તનના કામમાં ભારે કુશળ અને પાવરધી લાગે છે. તે એકાદ કેશકર્તનાલય જ ખોલ ને ?"

મારા શબ્દોથી જરાય ન ચીઢાતાં કે રોષે ન ભરાતાં, ગર્વભેર તેં કહ્યું:

"મારી મોટી બહેનની બધી બેબીઓના વાળ હું ઘેરે જ બૉબ્ડ કરતી."

મેં કહ્યુંઃ "નાની બબલીઓના વાળ બૉબ કરવાનું કામ સહેલું છે. એ તો તારા જેવી તરુણીઓ કરે. પણ કેશકર્તનાલયમાં કોઈ રૂપાળો ઝુલ્ફાંવાળો પુરુષ આવ્યો તો તમે બૈરાંની જાત તરત તમ્મર ખાઈને જ પડો. કેશ કાપવાનું કામ ભૂલી જઈ કદાચ એના લાંબા વાળમાં આંગળાઓ પરોવી પ્રેમ કરવા જ બેસી જાઓ."

તેં મારા કઠણમાં કઠણ કટાક્ષો ઝીલવા અને ઝીલી મૂગે મોઢે ગળી જવા નિશ્ચય કર્યો હોય એમ લાગ્યું. તું કશું બોલી નહીં. તેં માત્ર કહ્યું—

"તો તેમાં શું ખોટું ? પુરુષો સ્ત્રીઓના અંબોડા પર, વેણીપર, નાગ જેવા સડાક ચોટલા પર ક્યાં ફૂલ નથી થતા જે ?"

"ગંગાવન પાછળ કે કમ્મર સુધી લટકતી કેશની લટો પાછળ લટ્ટુ થનાર એ તરુણો હશે. હું જૂદો. હું કાંઈ તારી વેણીપર મોહ્યો નથી." હું બોલ્યો.

તું વદીઃ "તે તો હું જાણું છું. પણ હું તમારા ઠળિયા જેવા સરસ દાંતો અને વાંકડિયા વાળ પર વારી ગઈ છું."

મેં વળી બાણ ફેંક્યુંઃ "પુરુષના બાહ્યસૌંદર્ય પર જોતાંની સાથે જ વારી જનાર તમે લોકો કંઈ એના ગુણ-સૌંદર્યની તપાસ કરો છો ખરાં ?" અને ઉમેર્યુંઃ બજારમાં શાક લેવા જાઓ છો તો બિચારા કાછિયાને નાકે દમ લાવો છો. સોયદોરો ને ચીપિયા

લેવા જાઓ છો તો દુકાનદારને કંઠે પ્રાણ લાવો છો. શાકની ખરીદીમાં ઉપયોગમાં આવતી સમીક્ષાશક્તિનો ઉપયોગ તમે બૈરાંઓ વર પસંદ કરવામાં કરતાં હો તો ?"

તું તારી પસંદગી માટે મગરૂબ હતી તેથી બોલી:-

"તે બીજાઓના કિસ્સામાં ગમે તેમ હોય. મારા કિસ્સામાં મેં બધા પ્રકારનું જોવાયોગ્ય સૌંદર્ય ક્યાં નથી જોયું ? કહેશો, તમે કેવા ગુણી પતિ અને મિત્ર છો ! મને હંમેશ પ્રેમથી કેટલી બધી તરબોળ રાખો છો ! મિત્ર વર્ગને—ભાઈભાંડુને કેટલા ચાહો છો ? પારકાની અનુકૂળતાપ્રતિકૂળતાનો કેટલો બધો ખ્યાલ રાખો છો ? તમારું હૃદય કેટલું બધું કોમળ, ઋજુ અને સ્નેહાર્દ્ર છે. મારે એથી વિશેષ સૌંદર્યની પરવા નથી."

વળી પળભર થંભી, વાતનો પ્રવાહ ઊલટાવી તેં જ મને પૂછ્યું:

"ચાલો, મેં તો તમને તમારા વાળ અને સુરસ સ્વભાવછટા જોઇ પસંદ કર્યા. પણ તમે મને શું જોઈ પસંદ કરી ? કહો ને."

મારે મોઢેથી હવે તું તારું પ્રશંસાગીત સાંભળવા ચાહતી હતી. મેં કહ્યું: "તને મેં પસંદ કરી તે તારી કોડાજેવી બે મોટી આંખો જોઈને."

તું બોલી: "બસ, આવડી આંખો પર જ મોહી પડ્યા. મારામાં બીજું કશું જ જોયું નહીં ?"

હું બોલ્યો: "એમ તને રીઝવવા જ બેસું અને વર્ણન કરું તો તારા અંગસૌંદર્યને ગણાવતો ભૂલું. તારી રૂપાળી નાનકડી હનુવટી, નમણું નાક, વાળના ભરાવદાર ગુચ્છા, પારદર્શક પાતળી રતુમડી ડોક, કલામય તારા હાથ અને સાડી તથા ચણિયાના ભરાવે ભરાવદાર બનેલી તારી કટિ ! !

તેં કહ્યું: "વાહ રે ! સૌંદર્યના પારખુ !"

હું બોલ્યો: "સ્રીનું સૌંદર્ય હું એની આંખમાં જ ભાળું. કેવી મોટી ગોળ ગોળ કોડા જેવી તારી આંખો ! કેવી કાચ જેવી નિર્મળ અને સ્ફટિક જેવી સ્વચ્છ. એમાં નરી પ્રેમની નિર્મલતા તરે છે. જાણે નવજન્મેલ બાળકની જ આંખો."

તું ટીખળે ચઢી બોલી: "મારી આંખો શું બાળક જેવી ? વાહ વાહ ! ચાલો, શું હું તમારું બાલક ને તમે મારા પપ્પા ?"

અને એટલું ઉચ્ચરી, કલકલ કરતી હસતી જતી ઝરણી શી તું મારા ઉછંગમાં સમાઈ ગઈ.

ઉછંગમાં પડી પડી તું બોલી:

"રજની, મારા કામાક્ષ."

ઝરણુના જલપટ પર પવન લહેરિયાં લે તેમ તારા મુખમંડલ પર લહેરાતાં હું લવી ગયો:

"ઇન્દુ, મારી મીનાક્ષી !"



# ૧૯ : વર્ષગાંઠ

મારી વર્ષગાંઠ નજદીક આવે છે એવો ઈશારો મેં એક દિવસ વાતવાતમાં કર્યો.

તરત તારો પ્રશ્ન ઉપસ્થિત થયોઃ

"રજની, તમે કેટલામી વર્ષગાંઠ ઊજવશો ?"

હું બોલ્યોઃ "ત્રીસમી."

મારી વર્ષગાંઠની નક્કી તિથિ જાણી લઇ તેં વર્ષગાંઠ ઉજવવાની તૈયારીઓ કરવા માંડી.

તું બોલીઃ "તમારા જન્મદિને હું શાળામાં અર્ધો દિવસ જ જઈશ. ઘેરે વહેલી આવી પહોંચીશ."

મેં મજાક કરીઃ "વાહ, શાળામાંથી છુટ્ટી લેવાનું ઠીક બહાનું મળ્યું."

તું કશું બોલી નહીં.

મેં ફરી પ્રશ્ન કર્યો: “પછી શું કરીશ ?”

તું બોલી: “તે દિવસે મને મનભાવતું ભોજન કરીશ.”

મેં કહ્યું: “વાહ, એ પણ ઠીક. જન્મગાંઠ મારી અને રસોઈ તને મનભાવતી વસ્તુઓની. વર્ષગાંઠ ઊજવવાની આ નવી જ પદ્ધતિ લાગે છે.

તારી સુંદર નાસિકાઓ સહજ ફૂલી. તું બોલી: “હા, જન્મદિન ઊજવવાની નવી રીત જ તમારે અખત્યાર કરવાની. બોલો, તમારી વર્ષગાંઠને દિવસે તમે મને શું આપશો ?”

હું બોલ્યો: “એ પણ ઠીક. જેનો જન્મદિન હોય તેને ભેટ મળે કે તે બીજાને આપે ?”

રાત ખિલી હતી. જીવનને ભરી દેતા આપણા નિર્મળ પ્રેમજેવું શુક્લ પક્ષનું શુભ્ર અજવાળું જગતના ખૂણેખૂણા પ્રકાશથી ભરી દેતું હતું. એ પ્રકાશની છાયામાં આપણા પ્રેમસંવાદનું ઝરણું કલકલ કરતું આગળ વધ્યું. ભેટની લેણદેણની તારી ધૂન જોઈ, વાર્તાલાપની દિશા બદલવા સહજ ખિન્ન સ્વરે હું બોલ્યો:

“જન્મદિને વળી ઉત્સવ શાનો હોય ? જિંદગીનું એક વર્ષ ઓછું થયું. તેનો હર્ષ હોય કે શોક ?”

“બળી તમારી બુદ્ધિ. દરેક વાતમાં દલીલ હોય જ.” કંટાળો વ્યક્ત કરતી તું બોલી.

“ઠીક, ઠીક. વર્ષગાંઠ ભલે ઊજવાતી. પણ તે દિવસે ઘરમાં હું કહું તે રસોઈ થાય.” અને આંખોને ટમટમાવી

આગળ ઉચ્ચર્યો: "અને હું માગું તે ભેટ તારે મને આપવાની."

પોતાના પ્રિયજનના વર્ષોની અને જન્મતિથિની ખબર રાખવામાં અને વારે વારે તેને ગણાવવામાં સૌને શો આનંદ આવતો હશે ?

નાનું બાળક એની માને કદીક નથી પૂછતું ?

"બા, બા, મને કેટલાં વર્ષ થયાં ?"

બા બોલે: "બેટા, તને ચોથું વર્ષ જન્માષ્ટમીએ બેસશે."

વળી બાળક એના બાપુ પાસે જઈને ઊભું રહે.

"મોટાભાઈ, હું કેટલા વર્ષની થઈ ?"

બાપુ કહેશે: "બહેન, તને હવે ત્રણ વર્ષ પૂરાં થશે. તું ચાર વર્ષની થશે."

ચાર વર્ષ ? અહા, કેટલી રાહત ? વર્ષે વર્ષે, પ્રત્યેક જન્મદિને કેટલી આશા, ઉત્સાહ, ઉમંગ ! કાંઈક એવો જ ભાવ તારા વાર્તાલાપમાં નહોતો શું ?

એ વર્ષગાંઠ પરત્વેનું પ્રેમસંભાષણ હું તો તે દિવસ પછી સાવ વિસરી જ ગયો હતો.

સામાન્ય રીતે રોજ સવારે તારી પાસે પથારી છોડાવવા માટે તને અનેક લાલચો આપવી પડે અને તોફાનો આદરવાં પડે. ત્યારે મહાપરાણે તું ઊઠે. પણ એક ઊગતા પ્રભાતે ઓચિંતી તું મને ઢંઢોળવા લાગી. હું

આંખો ચોળતો ઊઠચો અને તારી પ્રવૃત્તિ જોઈને જ સમજ્યો કે આજે મારી જન્મતિથિના ઉત્સવની તૈયારી ચાલે છે.

નાહીધોઈ તું બહાર નીકળી. સરસ કામણગારો તેં ચોટલો વાળ્યો. અંબોડામાં મઘમઘ થતાં ગુલાબનાં પુષ્પો ખોસ્યાં. રેશમી ચણિયો, રેશમી સાડી અને તસતસતા રેશમી બ્લાઉઝમાં બનીઠની તું મારી સમક્ષ આવી ઊભી.

હજી પ્રભાતનાં પહેલાં કિરણો ફૂટતાં હતાં. પથારીમાં બેઠાંબેઠાં, દાતણ ચાવતાં મેં કટાક્ષમાં પૂછ્યું:

"વાહ, શી તૈયારી? વર્ષગાંઠ આજે તારી કે મારી?"

તું બોલી: "જુઓ, રોજ આપણી વચ્ચે કાંઈક ઝગડો હોય જ. આજનો દિવસ કલહ વિનાનો જવો જોઇએ."

મેં ઝટઝટ દાતણ પૂરું કર્યું. તેં મને આજે વાડકીમાં ગરમ પાણી આણી દીધું. ગરમ પાણીમાં બોળાયાથી વધુ તીક્ષ્ણ બનેલી બ્લેડવડે મેં ઝટઝટ દાઢી કરી નાખી.

પણ કોણ જાણે ક્યાંથી તને મસ્તી ચઢી હતી.

તું બોલી: "લાવો, આજે તમને પાવડર હું લગાવું. તમારા વાળ પણ હું જ ઓળું."

મારા વાંકડિયા વાળ પર તું પહેલેથી જ ફિદા હતી. નાની બાલિકા મનગમતું માથું ઓળાવવા શાંત બેસી રહે તેમ હું બેસી રહ્યો. તેં તને મનગમતા વાળ

ઓળ્યા. મેં તને તે ઓળવા દીધા. વાળ ઓળાયા એટલે હું હજામતનાં સાધનો લઈ ધોવા ઊઠ્યો.

તેં કહ્યું: "અરે, અરે, આજે તમે રાજા. આજે તમારે સ્વહસ્તે કામ કરવાનું ન હોય."

અને એમ કહીને મારી પાસેથી હજામતનાં સાધનો બળપૂર્વક ખૂંચવી લીધાં. મેં ય તે વિનાઆનાકાનીએ આપ્યાં. ક્ષણમાત્રમાં બધાં સાધનો તું સ્વચ્છ કરીને લાવી. રોજ આળસનો ઘાયલ હું ઠંડા પાણીએ જ બ્લેડ ધોઉં. બ્રશ પણ ભીનું મૂકી દઉં. આજે તેં બ્લેડ ગરમ પાણીથી ધોઈ. બ્રશ પણ ટુવાલથી સાફ કરી સાવ સૂકું કર્યું.

મને થયું. કેટલી ચોકસાઈ! કેટલી સ્વચ્છતા! બધી ક્રિયા પાછળ કેટલી ત્વરા, કેટલી તીવ્રતા!

તે દિવસે શાળામાં દાખલ થતાં જ તને કાનજીકાકા સામા મળ્યા. તેમણે તને અટકાવી.

"કેમ ઇન્દુ, આજે આ શું છે?"

કાકાના પ્રશ્નના મર્મથી અનભિજ્ઞ રહેવાનો ડોળ કરી તું સામેથી બોલી.

"શું છે કાકા?"

કાકાએ સ્મિત કરતાં કહ્યું:

"ઠીક, ઠીક. મને ના કહેશો. કાકીને કહેજો. એની પાસેથી હું જાણી લઇશ."

થોડી વારે કાકી આવ્યાં. એટલે કાકીએ પૂછ્યું:

"કેમ, આજે આ બધી સજાવટ શાની છે ?"

તેં સામે ઉખાણું ધર્યું: "અટકળ કરી તમે જ કહો. શેની હશે ?"

કાકી બોલ્યાં: "અટકળ ગમે તે વસ્તુની કાંઈ થોડી જ થાય ? કહેની હવે."

"વર્ષગાંઠની." એ એક જ શબ્દ નીચું જોઈ રહી તું બોલી.

"સરખું તો બોલો." કાકીએ ખુલાસો માગ્યો: "કોની ? તમારી કે તમારા મિસ્ટરની ?"

રોજ નહીં ને કોણ જાણે આજે જ તારા ગાલના ગલગોટે શરમના શેરડા ઊતર્યા.

તારી આંખોની કીકી નાચી ઊઠી. તું બોલી:

"મારી નહીં. મારા મિસ્ટરની."

"ત્યારે એની વધાઈમાં અમને શું ?" કાકીએ માગણી રજૂ કરી.

વાણિયાગત ધારણ કરી હસતાં હસતાં તું બોલી:

"રોજ બપોરની શાળાની છુટ્ટીમાં આપણા દૂધ અને ફળનો ખર્ચ તમે ભોગવો છો. આજનો દહાડો હું એ ખર્ચ ભોગવીશ."

કાકી માત્ર મીઠું હસ્યાં. અને બોલ્યાં:

"ઈન્દુ, તું કોની દીકરી ? વાણિયાની કે બ્રાહ્મણની ?"

તેં પૂછ્યું: "કેમ, આજે નાતજાત પૂછવી પડે છે?"

કાકીએ કહ્યું: "સહજ."

તું બોલી: "બ્રાહ્મણની."

કાકીએ ફરી પૂછ્યું: "બ્રાહ્મણવરને પરણી છે કે વણિકને?"

તું બોલી: "જાતપાતમાં માન્યતા ન ધરાવનાર એક બ્રાહ્મણને."

કાકી મનમાં જ ગણગણ્યાં: "ઠીક, આ વાણિયાગત ભૂલાવું તો જ ખરી."

પરંતુ બપોરે શાળામાં વિશ્રાંતિ પડે અને કાકી ભેળાં બેસી દૂધ અને ફળ લેવા જેટલી તારી ધીરજ ક્યાંથી હોય? બપોર પહેલાં તો તું પાછી ઘેરે આવી પહોંચી હતી. તારા આદેશને શિરસાવંદ્ય સમજી, તબિયત બગડવાનું બહાનું કાઢી, હું ય ક્યારનો ઑફિસેથી પાછો ફર્યો હતો.

તું આવી. આવતાંની સાથે તું અંદરના ખંડમાં ગઈ. ટ્રંક ઉઘાડી કશુંક કરતી બેઠી.

મેં વિચાર્યું: "હશે. કાંઈક કરતી હશે."

થોડી વારે તું મારી પાસે આવી અડોઅડ બેસી ગઈ. અને મારા હાથમાં એક બંધ પરબીડિયું મૂકી દીધું. પરબીડિયાં પર સ્વચ્છ અક્ષરોમાં લખ્યું હતું.

"વહાલા રજને તેના જન્મદિને વહાલી ઇન્દુની

અલ્પભેટ."

કંઈકિ પ્રેમ, કંઈક કૃતકૃત્યતા અને કંઇક કૂતુહલના ધબકારે મારું હૃદય ધડકવા લાગ્યું.

મેં સહજ બેદરકારીથી પરબીડિયું ફાડવાની શરૂઆત કરી.

તું તુરત ઊભી થઈ ગઈ અને બોલી ઊઠી:

"એઈ, એઇ, સંભાળીને એક છેડેથી ઉઘાડો."

તારી ચિંતાનું અને ઉશ્કેરાટનું કારણ પરબીડિયું ઉઘાડતાં મને તુરત સમજાયું. પરબીડિયું ઉઘાડયું અને બધો ભેદ ખુલ્લો થયો.

જોઉં છું તો દસ દસની ચલણી નોટોની થોકડી. મેં તે ગણવા માંડી.

"એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, દસ, બાર, પંદર, સત્તર, ઓગણીસ." પ્રત્યેક આંકડો ગણતાં ચઢયે જતો હતો અને મારું કૂતુહલ વધતું જ જતું હતું.

બધી મળી એ પચ્ચીસ નોટો થઈ.

એક હાથમાં નોટોને પકડી રાખી અને બીજા હાથે તારો હાથ દબાવી મેં આશ્ચર્યમુગ્ધ અને ધન્યભાવે પૂછ્યું:

"ઈન્દુ, આ શું ? આ તારી ભેટ ? અને તે અલ્પ ? બોલ, કોને ત્યાં ખાતર પાડી આટલા રૂપિયા લઈ આવી ?"

તેં પૂછ્યું: "એટલે ?"

મેં ખુલાસો કર્યો: "ઈન્દુ, તારો પગાર તો તું

અકબંધ મને સોંપી દે છે.” અને અલ્પ શબ્દપર ભાર મૂકી કહ્યું. “પછી આ અલ્પભેટ તું ક્યાંથી લાવી ?”

અર્પણથી પ્રકટ થતા ધન્ય પ્રેમભાવે તેં કહ્યું: “પરણ્યાં પહેલાં તમે કયારેક કયારેક મને વાપરવા આપેલી અને પરણ્યા પછી ઘર ખર્ચ માટે આપેલી પૂંજીમાંથી બચેલી નાનીશી રકમ.”

મેં ગદ્ગદ્ સ્વરે કહ્યું: “ઈન્દુ, તું ખરે જ અજબ છે. પણ બોલ. હવે તારા જન્મદિને હું તને શું દઉં ?”

તું તુરત બોલી ઊઠી. “હીરાનાં લવંગિયાં.”

મેં પૂછ્યું: “તારી જન્મતિથિ તો કહે.”

તું બોલી: “એ તો મને પોતાને ખબર નથી. બાને પૂછવું પડશે.”

અને એટલું કહી મને વધુ વિસ્મિત કરતી તું પાડોશમાં ચાલી ગઈ.

હાસ્યની અસંખ્ય છોળોથી ભીંજાયેલ, પ્રેમના પરિરંભથી રસાયેલ, હૃદયકિલ્લોલના તરંગો પર હિલોળા લેતા લગ્નજીવનના દિવસો સુખના સ્વપ્નો જેવા વીજળી વેગે વીતી ગયા. પણ તારી જન્મતિથિ ઉજવવાના, તારા જન્મદિને તને હીરાનાં લવંગિયાંની ભેટથી નવાજવાના, મારાં ઉમંગો હાય રે! અંતે અધૂરા જ રહ્યા !

## ૨૦ : ઉદ્‌ભ્રાન્ત સ્નેહ

શનિવારે તારી શાળા સવારની હોય. સવારે સાડા સાતે તું શાળાએ જાય અને સાડાદસ પહેલાં તો બાળકો પહેલી ઘેરે ભાગી આવે. શાળામાંથી સવેળા ભાગી આવવાનું કારણ હું જ જાણું; હું જ સમજું.

હું કટાક્ષ કરું. "બાળકો પહેલાં ઘેરે ભાગી આવનાર શિક્ષિકા શું કહેવાય? બાલમંદિરની માસ્રાણી કે નાની ઈન્દી?"

"તું મૌન જ ધારણ કરે. તને અનુકૂળ હોય ત્યાં મૌન અને પ્રતિકૂળ હોય ત્યાં વાદવિવાદ, ચર્ચા, ઝગડો અને અંતે પોતાની તરફેણમાં નિર્ણય એ તારો હંમેશનો કાર્યક્રમ."

તું મૂગી જ રહી.

મેં પૂછ્યું: "ઇન્દુ, આટલી વહેલી કેમ ?"

"તમને પૂછવા." તેં કહ્યું.

હું બોલ્યો: "દર શનિવારે તું શાળાના સમય પહેલાં ચાલી આવે છે. તારી ગેરહાજરીમાં તારા વર્ગનું શું થાય છે ?"

તું બોલી: "વર્ગ કાં કાનજીકાકા સંભાળે કાં કાકી સંભાળે."

મારી પ્રશ્નપરંપરા ચાલુ જ હોય. તેથી વળી હું પૂછું: "પણ એમને એમનો વર્ગ નહીં લેવાનો હોય ?"

તું કહે: "તેથી શું થઇ ગયું ? બન્ને વર્ગોનાં છોકરાંઓ એકત્ર કરી નાખે."

"દર શનિવારે શાળામાંથી શાળાના સમય પહેલા તું શું નિમિત્ત બતાવી ચાલી આવે છે ?"

"તેનું તમારે શું કામ ?" સહેજે તારું મોં લાલચોળ થાય."

"વાહ, કેમ નહીં ? તું મારી પત્ની. હું તારો વાલી કહેવાઉં. શાળામાં તું બરોબર કામ કરે છે કે નહીં તેની ભાળ મારે રાખવી જ જોઈએ ને ?"

અને ઉમેરું: "બોલ, તું છુટ્ટી કેવી રીતે મેળવે છે ?"

લાચાર બની તું અંતે કહે: "દરેક વાતમાં તમારી તો ભાઇ, કટકટ બહુ. અમારી તબિયત સારી ન હોય, માથું દુઃખતું હોય, પેટમાં ચૂંક આવતી હોય, તો યે

શું મરી જઈએ ત્યાં સુધી શાળામાં કામ કરતાં બેસીએ ?"

હું તારા કથનનું તાત્પર્ય સમજી પૂછું: "ચાલ, આજે શું પેટ દુખ્યું છે કે માથું ચઢ્યું છે ? પેટ દુઃખતું હોય તો નેપાળાની ગોળી લે. માથું ચઢ્યું હોય તો એસ્પીરીન લે."

તું માત્ર મીઠું હસી રહેતી.

હું કહું: "ઈન્દુ, તું શિક્ષિકા. શાળામાં તારી બધા વચ્ચે પ્રતિષ્ઠા. દર શનિવારે ખોટું બોલી વહેલી આવે. દર શનિવારે કેમ તારું માથું દુઃખે છે અને પેટમાં ચૂંક આવે છે ? અધિકારી તને પૂછતા નથી ?"

"તે હું શું જાણું ?" કહી અવશભાવે તું છૂટી પડે.

પણ શાળામાંથી સવેળા ભાગી આવવાનું કારણ એક હું જ સમજું. દસ વાગે મારો જમવા બેસવાનો રોજનો સમય. રોજની પેઠે શનિવારે પણ તેમાં તારો સંગાથ હોય જ. તારે જ હાથે મને પીરસવાનો અને આગ્રહ કરી જમાડવાનો તારો આગ્રહ હોય જ. ઈન્દુ ! એવા તારા કેટકેટલા આગ્રહો રહેતા ?

જમીને ઑફિસે જતાં પહેલાં તારા હાથનું બનાવેલું એક પાન.

કયઃરેક તું પાન ધરતી. હું પરાણે તે સ્વીકારતો. એ પાન જ આખા પ્રેમવિવાદનો વિષય બની જતું.

હું કહેતોઃ "તું મારા દાંત પર મોહીને પરણી છે ને ?

પાન ખાવાથી દાંત બગડી જાય. દાંત બગડે તો કદાચ તું ય ચાલી જાય."

તું બોલતી: "હવે આજનો દિવસ લ્યો. કાલથી નહીં આપું."

"કાલથી નહીં આપું." એમ કહેવા છતાં પાનની તારી એવી કેટલી ય કાલ નીકળી જતી ? ક્યારેક હું પાન લેવા હાથ લંબાવું એટલે તું તારી શરત રજૂ કરતી.

એ શરત શી હતી ?

હું કહું: "ચાલ, જો સવાદસ થઈ ગયા. ઑફિસે મોડો પડીશ. ગાડી ચૂકી જઈશ. પાન આપ એટલે જાઉં."

તું બોલતી: "શરત પૂરી કરો તો દઉં."

અંતે તારી શરત પાળવા હું કબૂલ થાઉં.

તું પાન આપે.

તારી શરત પાલનમાં શું હોય ?

કહું ? ચુંબનસ્તો.

હું તને ગાલ પર ચૂમું.

તું કહે: 'છિ: !' અને એમ કહી બીજો ગાલ ધરે.

એ બીજા ગાલ પર પણ ચુંબન અંકિત કરું અને કહું: "બસ ? હવે જાઉં ?"

પણ ત્યાં તું તારા મૃદુ ઓઠ ધરે.

મારા ઓઠ તારા ઓઠોને ચસચસી બાઝે. અંગે-

અંગમાંથી એક ધીમો, મૃદુ, મીઠો કંપ પ્રગટે.

વળી તું સામી આવી ઊભી રહે. હું પૂછું:

"હજી ય શું બાકી રહ્યું ?"

આલિંગન અને ચુંબનના દિવ્ય સ્પર્શમાં ડૂબેલી તું કશું જ બોલે નહીં.

"લે ત્યારે" એમ કહી તારી હડપચી પર બીજું ચુંબન અંકિત કરું. અને જવા માટે સહેજ આગળ વધું પણ તું સામે આવી આડી ઊભી જ હોય. તારાં આડાં ઊભવાનો અર્થ એક હું જ જાણું.

ગાલો, ઓઠ, હડપચી પછી આંખોનો વારો આવે. બન્ને આંખો પર ઊનાં ઊનાં ચુંબનો ચોડાય ત્યારે માંડ માંડ હું બહાર નીકળી શકું. ઝડપભેર ચંપલોનો અવાજ કરતો હું નીકળું અને સહેજ આગળ વધું ત્યાં તારો લુચ્ચો, ઠગારો, પ્રેમવિવશ, મીઠો સાદ સંભળાય.

"એઈ, આ રૂમાલ રહી ગયો. આ પાકીટ રહી ગયું. આ પાસ ભૂલી ગયા." રૂમાલ, પાકીટ અને રેલ્વેપાસ મારા ખીસામાં જ હોય. એ તારી હાકનો અર્થ આડોશીપાડોશી બિચારા શું સમજે ? એ તો હું એકલો જ સમજું. હું પાછો ફરું.

હું કહું: "લે ચાલ. હવે તારો વારો." અને પછી મને સહેજ નીચો નમાવી તું કૂદી કૂદી મારા હજામત કરેલ સુંદર સુંવાળા ગોરા ગાલો પર ચુંબનો ચમચમાવે. તે પછી જ હું જઇ શકું.

એક દિવસ, હંમેશ મુજબ તેં બૂમ મારીઃ

"એઈ, આ રૂમાલ ભૂલી ગયા. લઈ જાઓ."

ઉપર રહેલાં પ્રેમલીલાબહેને બારીમાંથી ડોકિયું કરી પૂછ્યુંઃ "ઈન્દુબહેન, રજનીભાઈ ભારે ભૂલકણા લાગે છે. 'આ રહી ગયું ને પેલું રહી ગયું'નો તમારો સાદ અવારનવાર સંભળાય જ."

"આવા ભૂલકણા પતિને પનારે મારા જેવી કોઈ ના પડજો." બોલી તું બિચારાં પ્રેમલીલાબહેનને ઠગે. ભોળાં પ્રેમલીલાબહેન શું જાણે? રજની ભૂલકણો? ભૂલકણા પતિને પનારે પડેલી તું અભાગી કે સુભાગી?

પ્રેમલીલાબહેન બિચારાં ચાલ્યાં જાય. પણ ક્યારેક ક્યારેક તારું ગાંડપણ હદ વટાવી જતું. ઘેરેથી સ્ટેશને જવાનો રસ્તો મકાનની સમાન્તર રેખાએ પડતો. એ જ રસ્તેથી જવાનો મારો નિત્ય નિયમ. હું સમાન્તર રસ્તે ચઢું કે તું નાની બાલિકાની પેઠે ઓરડા પાછળ પડતી બારીએ ચઢે. તારી એ બાલરમતોમાં બિંદુ અને આરતી પણ હોય જ.

તું દીર્ઘ સાદે પૂકારેઃ

"એઇ, આવજો, વહેલા આવજો."

હું મૂગો મૂગો ઝડપભેર આગળ વધું.

તું ફરી વાર પૂકારેઃ "એઈ, આમ જુઓ ને. એઇ,

હાથ કરો ને ? એઈ, આવજો કહો ને ?”

રખે રસ્તાપરથી જનાર અન્ય કોઈ આ પ્રેમફજેતી જોઈ જાય એ બીકે હું માત્ર દૂરથી રૂમાલ હલાવું.

તો યે તારું ગાંડપણ ઓછું થાય નહીં. તારું ગળું સૂકાય નહીં અને તારું રટણ ચાલુ જ હોય.

“એઈ, સાંજે વહેલા આવજો. આવજો કહો ને ?”

અંતે કંટાળી લોકોમાં ગાંડા તરીકે ખપવાનું સાહસ ખેડી હું ખૂબ મોટેથી ઉત્તર વાળું: “આવીશ.”

અને એ પછી જ તારી દૃષ્ટિમર્યાદામાંથી દૂર થઈ શકું. પણ સમસ્ત દિવસના વ્યવહારમાં, હરતાંફરતાં, વાતચીતમાં બધેબધ તું મારા મનમાં–મારી દૃષ્ટિમર્યાદામાં રમતી જ હોય. મારી દૃષ્ટિમર્યાદાની દોરી પર વસતી તું અને તારા કલ્પનાપટપર તરતો હું.

ને હવે તું પ્રત્યક્ષ રૂપે નથી. છતાં ક્ષણેક્ષણે, પ્રત્યેક ભાવાભાવે, પ્રત્યેક હૃદયધબકારે જીવનમાં તું મને પ્રત્યક્ષ થયા કરે છે. તારું સાચું સામીપ્ય, તારા પ્રેમનો સંપૂર્ણ સાક્ષાત્કાર જાણે હવે જ હું કરું છું.



# ૨૧: કડુઈ તુંબરિયા

ઉચ્ચ શિક્ષણની વિરલ ઉપાધિ લેવા ધીમન્ત વિલાયત જતા હતા. ધીમન્ત સાથે આપણી તાજી જ પણ અલ્પાવધિમાં ગાઢ થયેલી મૈત્રી. સુરેશે ધીમન્ત માટે વિદાયસમારંભ યોજ્યો હતો. એ સમારંભમાં જવા માટે તૈયાર થતાં થતાં તેં અંદરના ઓરડામાંથી સાદ કર્યો.

"રજ, આજે કઈ સાડી પહેરું ?"

કટાક્ષમાં મેં સામેથી પૂછ્યું:

"ઈન્દુ, આજે કયું ધોતિયું પહેરું ?"

ખીજાઈને તેં કહ્યું. "કેટલું પજવો છો ? કહો ને, તમને સદા ગમતી પેલી કેસરીકોરની સાડી પહેરું ?"

"ના," મેં કહ્યું. "આ તો વિદાયનો સમારંભ. મલમલનો કાળો સાળુ અને ધોળી ચોળી પહેર."

કાળા સાળુમાં સજ્જ બની તું બહાર આવી. માથામાં મોગરાની સફેદ વેણી બાંધી હતી, મોગરાની ખુશબો તારી નજીક ઊભનારને તર કરી દેતી હતી.

કાળા સાળુમાં સજ્જ બની તું આવી. જાણે સાક્ષાત ભગવતી સૌંદર્યમૂર્તિ જોગિણી!

ત્યાં વિદાય સમારંભમાં કેટકેટલા જણનો પરિચય સધાયો? પ્રથમ પરિચય, નવી ઓળખ માણસના હૃદયમાં કેટલા મૂલાયમ વિચારો, ઝીણી જિજ્ઞાસા અને કૂતુહલતા જન્માવે છે? સરખી ગુણલક્ષ્મી કેટલી સવેળી એકમેકની નજદીક પહોંચી જાય છે?

કેટલાં ય પરિચિત જનો આપણને ત્યાં મળ્યાં. અપરિચિત પરિચિત બન્યાં. પરિચિત ચિરપરિચિત બન્યાં.

સંગીતરંગે પ્રસંગને રંગવા, કોકે દરખાસ્ત મૂકી કે દરેક જાણે કાંઈક ગાવું.

પણ ગાવાની શરૂઆત કોણ કરે?

દરેક જણ એકમેકની સામું જોવા લાગ્યું. કોક વળી પોતે પાછળથી ગાશે એમ કહેવા લાગ્યું.

કોકે કહ્યું: "ઘંટી કેણી બાજુથી શરૂ થાય?"

સમારંભના પ્રમુખે સૂચના તરતી મૂકી: "જમણી બાજુથી થાય."

જમણા હાથ પર બેઠેલી બિચારી બિન્દુ! ગભરુ

બિન્દુ ગભરાઈ. મૂઝાઈ. દૂરથી તેં હિંમતભેર કહ્યું: "બિન્દુ, રોજ ગાય છે તે ગા."

અવશ બનેલી બિન્દુ ગીતસૂચનની હોડલી પર સૌથી પહેલી ચઢી અને ધીમે ધીમે હલેસાં મારવા લાગી.

"તારી હાક સુણી જો, કોઈ ના આવે
તો એકલો જાને રે
એકલો જાને, એકલો જાને, એકલો જાને રે !"

બિન્દુની પાસે જ ટીખળી રમેશ બેઠો હતો. તેનો વારો આવતાં જ તેણે ટોપી વાંકી કરી, ચશ્માની દાંડી નાક પર સહેજ નીચલા ભાગપર મૂકી, હાફકોટના ખીસામાંથી હાથ કાઢી કમ્મરે મૂક્યા. ખુરશી પર ઊભો થઈ ગયો અને ઘડીકમાં બિન્દુની સામે તો ઘડીકમાં સમુદાય સામે જોઇ શીઘ્રતાપૂર્વક પ્રતિકાવ્ય ગાવા લાગ્યો.

"એકલી જાને, એકલી જાને, એકલી જાને રે,
રોજિંદી તું સિનેમા જોવા એકલી જાને રે !
તારી હાક સુણી તારો વર ના આવે તો એકલી જાને રે !"

મુગ્ધ બિચારી બિન્દુનો ચહેરો ઊતરી ગયો. તે મૂઝાઈ. બીજાં બધાંને ખૂબ ગમ્મત આવી. સૌએ પેટભરી આનંદ પીધો.

પુરાતને મંજીરાં લઈ વિદાયવેળાએ શોભે એવું એક સરસ હિંદી ગીત ગાયું.

બિસર ન જાજો મેરે મીત
મૈં મતિમંદ કછુ નહીં જાનૂં,
નહીં કછુ તુમ સંગ હિત.

બિહાગની મીઠી રાગિણીમાં ગવાયેલું એ ગીત સૌના દિલમાં વસી ગયું.

અંતે તારો વારો આવ્યો.

તે દિવસે મિત્રોની મેદનીસમક્ષ તેં શું ગાયું ? તેં પ્રેમસખીના એક ભજનનું ચરણ ઉપાડયું હતું.

હો રસિયા રે, મં તો શરણ તિહારી,
નહિ સાધન, બલ, બચન ચાતુરી
એક ભરોસો ચરણ ગિરિધારી !
કડુઈ તુંબરિયા મૈં નીચ ભૂમિકી
ગુણસાગર પિયા ! તુમ હિ સવારી.

એ તારી પંક્તિઓએ મને મારું ભુતકાળનું જીવન તાજું કરી દીધું.

મને આશ્ચર્ય થયું. એ હિંદીભજન ગીત તું ક્યાંથી શીખી ? અને આ ટાણે જ તેં કેમ ગાયું ? એનો અર્થ શો ?

વર્ષો પહેલાં હું ધર્મરંગથી રંગાયેલો, પ્રભુભક્તિમાં તરબોળ બનેલો સત્યાગ્રહી સાધક હતો.

સવારસાંજની સામુદાયિક ઉપાસના અને પ્રાર્થના

સંચાલનનું કાર્ય મારું હતું. પ્રાર્થના અને ભક્તિના અગાધ રત્નભંડારમાંથી રોજ રોજ સવારસાંજ અણમોલ રત્નો લઈ આવી સમુદાય સમક્ષ ધરવાનું કામ મારું હતું. તે દિવસો દરમિયાન મીરાં, કબીર, સુરદાસ, પ્રેમનાથ, નરસિંહ, દાદુ વગેરે ભક્તશિરોમણિનાં ભજનમૌક્તિકો પ્રાણને કેવાં પીગળાવનારાં અને ચિત્તને મૃદુ અને નવનીતમય બનાવનારાં નીવડતાં! કેવા અપૂર્વ ભાવથી અને અજબ હલકથી હું તે ગાતો અને ગવરાવતો.

"હો રસિયા રે મૈં તો શરણ તિહારી."

એ પંક્તિ મેં પોતે કેટલી વાર ઝીલી છે અને ઝીલાવી છે? હે પ્રભુ! નીચ મલિન ભૂમિ પર પ્રકટેલ વેલાની નાની શી હું કડવી તુંબડી છું. તું ગુણસાગર છો. તેં જ સમસ્ત મારામાં મીઠાશ ભરી છે.

મારું આશ્ચર્ય અણઉકલ્યું જ રહ્યું. ક્યાંથી તું આ રસગાત હૃદગત કરી :શકી? ઘેરે આવી તને પૂછ્યું ત્યારે જ ખબર પડી કે મારી ટ્રંકમાંથી તને મારી જૂની ડાયરી હાથ લાગી હતી. બધાં ભજનોમાં તને આ જ ભજન તારા અંતરની વાતો કહેતું હોય એમ લાગ્યું. અને તેથી તેં ગાયું.

"પણ એ ગાતાં તને સંકોચ કે ક્ષોભ ન થયો? બિન્દુના ગીત પેઠે એ ગીત પર કોકે મશ્કરી કરી હોત તો?" મેં કહ્યું.

"હૃદયનો સાચો ભાવ વ્યક્ત કરવામાં સંકોચ શો? મર્યાદા શી?" તેં કહ્યું.

તે આખો દિવસ અને આખી રાત મારા શ્રવણ-સંપુટમાં, હૃદયઘુમ્મટમાં, અંતરતલમાં તારા ગીતના સ્વરો જ ઘૂમતા રહ્યા.

"હો રસિયા! મૈં તો શરણ તિહારી.
"કડુઈ તુંબરિયા મૈં નીચ ભૂમિકી,
ગુણસાગર પિયા! તુમ હિ સંવારી."

મેં ફરી વાર પૂછ્યું: "ઇન્દુ, એ ગીત ગાવામાં તારો આશય શો ?"

તેં આંખોની માત્ર પાંપણ મટમટાવી કહ્યું:

"એ તો તમે જ વધુ જાણો. હું શું સમજું ?"

તે આખી રાત ગાઢ અંધારું છવાયું હતું. રાતના પ્રહર પર પ્રહર વીતવા સાથે કાન પર કંસારીતમરાંના અવાજો આવતા ગયા. વચ્ચે કોક ચિબરી પણ ચિત્કાર કરતી. પણ એ બધા સમય દરમિયાન માત્ર તારા ગીતનું એક જ ભાવકિરણ ધુમ્મસાવૃત્ત મારા મનમાંથી આરપાર સોંસરવું નીકળતું હતું.

તે રાત્રે વિચારચક્રે ચઢેલી મનની આંખો મુદ્દલ મળી નહીં. મનની આંખો મળી નહીં તેથી શરીરની ય મળી નહીં. એ જ સ્થિતિમાં ભડભાંખળું થઇ ગયું.

બંગલાની બાજુમાં આવેલ માળીના ઝુંપડામાંથી કૂકડાએ પ્રભાતની પહેલી છડી પોકારી. દૂર દૂર પ્રભુ

ઇશુખ્રિસ્તના દેવળમાં પાદરીએ ઘંટારવ શરૂ કર્યો: ઘન્ ઘનન્ ઘન ઘનન્ !

મારા મનોમંદિરમાં પણ ઘંટારવ શરૂ થયો. ઘન્ ઘનન્ ઘન ઘનન્ !

"સ્ત્રી ગુણસાગર, પુરુષ જ તુંબડી."

સ્ત્રીના જીવનના મીઠા મહેરામણમાં કેટલીય તુંબડીઓ, કેટલાય તૂટેલા તરાપાઓ, ડૂબવાના ભય વિના, નિર્ભયતા પૂર્વક તર્યા છે—તરતા રહે છે અને અનંતકાળ સુધી તરતા રહેશે !

## ૨૨: "છાંડ ચલે મઝધાર"

ઘરના ખૂણામાં કે બારણાની ઓથે લપાઇ ઘણી વખત હું તને ઘરના ઓરડામાં ગૂંજતી સાંભળતો. જાણે દૂર દૂર આંબાવાડિયાની એકાદ અદૃશ્ય વૃક્ષડાળીએ બેસી ઊંડું ઊંડું કૂજતી કોકિલા !

કોકિલા જેવું તારું ગાન માંડ ચાલુ થયું હોય ત્યાં હું કાગડા જેવો 'કા–કા'નો કર્કશ સ્વર રેલાવું. કાગડાના એ કકવાટે કોકિલા ગાતી બંધ થાય.

બારણાની ઓથેથી બહાર નીકળીને હું તને વિનવું: "ઇન્દુ, મારી કોયલ, તારું કૂજન આગળ ચલાવ."

તું કહેઃ "ઊંહું, તમને સંતાઈને અમારાં ગીતો સાંભળવાની અને લપાઈને અમને કામ કરતાં જોવાની ખરાબ ટેવ છે. એ મારે ભૂલાવવી છે. જાઓ,

આજે નથી ગાતી."

"પણ હું મારી કટેવ છોડી દઉં તો ?" લફંગા પ્રેમભાવે ઠાવકું મોં રાખી અત્યંત નિર્દોષતાપૂર્વક હું તને બાહેંધરી આપું.

એ બાહેંધરીએ અંતે તું પીગળે.

હું તને કહું: "ઇન્દુ, મારી કોકિલા, ગા. જે ગાતી હતી તે ફરી વાર ગા."

વળી તું શરત મૂકતીઃ "કોકિલા કોઇના કહ્યા મુજબ થોડી જ કૂજે છે ? એ તો એના મનનું ગાણું જ ગાય છે."

હું કહું: "ભલે, તારા દિલનું ગીત ગા."

તું તારા મીઠા, સૂરીલા, હૃદયંગમ કંઠથી એકાદ કરુણ કાવ્ય જ રેલાવતીઃ

"મોહે છાંડ ચલે મઝધાર
મોહે છાંડ ચલે મઝધાર
નૈયા ડૂ....બતી.
જો મૈં ઐસા જાનતી, પ્રીત કરે દુઃખ હોઈ,
નગર ઢંઢેરા પીટતી, પ્રીત ન કીજે કોઈ.
મોહે છાંડ ચલે મઝધાર."

કોને ખબર પ્રીતિ કરવાના દુઃખમાંથી તું કેટલી દાઝી હશે ? કોણે તને દઝાડી હશે ?

ઈન્દુ, એ તારું કરુણતમ ગીત અને એ ગીતના સમારોપની પંક્તિઓ હજીયે સ્મરું છું. ક્યારેક ક્યારેક એ જ પંક્તિઓ સહેજ પલટાવીને પ્રબળ આલાપથી પુકારું છું. તારા વિષયમાં એ પંક્તિઓનો અર્થ સાચો ઠર્યો હશે કે નહીં, કોને ખબર ? પણ બધી રીતે મારા વિષે તો એ પંક્તિઓ અક્ષરશઃ યથાર્થ નીવડી છે.

મનુષ્ય પ્રીત કરવામાં કેવો રોમાંચ, કેવું કલ્પનાસુખ, કેવો અમૃતાનુભવ, કેટલી માનસિક પ્રફુલ્લતા અનુભવે છે ? પણ એ જ પ્રીત ક્યારેક ક્યારેક કેવી દુઃખકર અને અનિષ્ટ નીવડે છે ? ખરે, એ દુઃખ પ્રીતનું હશે કે પ્રીતના પસારાનું ?

કઠિયારાની કુહાડી વૃક્ષડાળપર પડતાં ડાળીડાખળાં તથા પંખીનો માળો બચ્ચાંકચ્ચાં સમેત તૂટી પડે છે. તેમ કાળની કુહાડી પ્રીતિની વૃક્ષડાળપર પડતાં જ આપણી પ્રીતિનો પ્રસારો, સમગ્ર માળો–કડકભૂસ કરતો તૂટી પડયો.

પ્રાણની ચેતનાને વિનષ્ટ કરનારું ભયંકર હિમ પડે છે અને વૃક્ષ ઠૂંઠવાઈ જાય છે. પત્રો, પુષ્પો, કૂંપળો ખરી પડે છે. પાનખરના પ્રચંડ આક્રમણ સામે બિચારું વૃક્ષ શૂનમૂન એકલું ઉજ્જડ મેદાનમાં ઠૂંઠું બની ઊભું રહે છે. પણ એ ય અનુકૂળ ઋતુમાં યોગ્ય સિંચન મળતાં ફરી પાછું ખીલે છે. વસંતના આગમને ફરી વાર પત્રપુષ્પના શણગાર ધારણ કરે છે.

પણ ડાળીએ ડાળીએ કપાઈ, છેદાઈ, ભેદાઈ ગયેલું વૃક્ષ ? એ કદીય આ જીવને સજીવન રૂપરંગ ધારણ કરશે ? અંગોએ ફરી વાર વસંતના શણગાર સોહાવશે ? ફરી વાર આકાશના ચંદ્ર અને અગણિત તારા સામું ઊંચે જોઈ પોતાનાં અંગો વિકસાવશે ? ફરી વાર પંખીઓને પોતાના નાના હાથોએ ચણ નીરશે ?



# ૨૩ : ઘેલી આશા

રાત્રિએ પોતાનું નિદ્રા અને શાંતિનું સામ્રાજ્ય, એક તારા અને મારા સિવાય, સમસ્ત જગતનાં માનવી પર પાથરી દીધું હોય. સખત ગરમીના કારણે, ઠંડી હવાના અભાવે, એ શાંતિ અને નિદ્રાના સુખથી વંચિત અભાગી એવાં આપણે બે, પથારીમાં પડ્યાં પડ્યાં આળોટતાં હોઈએ. ઊંઘની આરાધના નિષ્ફળ જતાં આપણે આપણાં પથારીના ઓચકાં લઈને અગાશી પર ખુલ્લા આકાશના ચંદરવા નીચે સૂવા જઈએ. ઊંઘની શોધમાં અગાશી પર જનાર આપણે, અગાશી પર જતાં જ ઊંઘની ઉપાસના ભૂલીને, તારાદર્શન અને સંગીતની ઉપાસનામાં પડી જઈએ.

આકાશના અમર્યાદ ફલકપર અસંખ્ય તારકો ટમટમતા હોય. એ તારલાની કવિતામાં આપણે ડૂબી જઈએ.

તારાઓના જૂથને જોઈને તું બોલી ઊઠતીઃ

"જુઓ, આકાશની અદ્ધર વેલીએ લટકતા દ્રાક્ષના ઝૂમખા."

"ઈન્દુ, તું તો ખાઉધરી જ રહી." અને કહેતોઃ "તારો જીવ ખાવામાં જ ભમતો લાગે છે."

અને એમ બોલી હું મારી ઉપમા આપતો. "સુરકન્યાના દેહાકાશ પર લપેટાયલી ઓઢણીની ભાતીગળ ટપકીઓ."

તું તરત ટકોર કરતીઃ

"હું ખાઉધરી. પણ તમારું તો મન પણ ખાઉધરું. આકાશમાં તારા જોતાં તમને સ્ત્રીઓના દેહસૌંદર્યના જ વિચારો આવે. બળ્યું રે, તમારું પુરુષોનું વર્ણન !"

હું વળી આકાશગંગાની પાતળી પટીને રાતરાણીના શિરના પાંતીદાર સેંથા સાથે સરખાવું. પણ ત્યાં તને ગાવાનું તાન છૂટે અને તુરત તું મુક્તકંઠે મધ્યરાત્રિની શાંતિની સરિતામાં તારાં ગીતની નાની હોડલી છોડી મૂકેઃ

તું ગાયઃ

"પેલા ચમક ચમક
પેલા ચમક ચમક
ચમકંતા તારલિયા મુજને બોલાવે."

હું પણ તાલ પૂરું:

"મુજને બોલાવે."

તું લીટીને સહજ ફેરવીને ગાય:
"મને તારલિયા બોલાવે."
ફેરવેલા ચરણને હું ફરી ફરી ઉચ્ચારું:
"મને તારલિયા બોલાવે."

એ પછીની તારી કાવ્યપંક્તિઓમાં જગતમાં, માનવજીવનમાં નિત્ય જોવા અને અનુભવવા મળતા સનાતનસંગ્રામની કલ્પના જ સ્ફુટ થતી.

એક બાજુ આકાશી આદર્શોની ઉન્નત ટોચ અને બીજી બાજુ રોજબરોજના દુન્યવી કર્તવ્યોની નીચી તળેટી. એક તરફ આદર્શોનું સનાતન આમંત્રણ અને બીજી બાજુ કુટુંબકબીલા અને પ્રેમ તથા કર્તવ્ય વચ્ચેની અનંત ખેંચતાણ ! એ બધું તારી ગીત પંક્તિઓમાંથી સ્પષ્ટ થતું.

નાવિક જેમ લાંબે હલેસે હોડીને સરિતાના અગાધ જલપ્રવાહમાં દૂર દૂર લઈ જાય તેમ લંબાવેલા તારા સ્વરને હલેસે—

મધ્યરાત્રિની શાંતિની સરિતામાં છોડેલી ગીતહોડી પર બેસાડી મારા હૃદયને–આત્માને દૂર દૂર તું ક્યાં ક્યાં ખેંચી જતી ?

તું ગાતી :
"નાનું મારું આંગણું લીલુંછમ
"નાનું મારું આંગણું લીલુંછમ

"વ્હાલું વ્હાલું લાગે એ હરદમ
"મુજને વ્હાલું લાગે એ હરદમ
જ્યાં નિત્ય રમું હું.
"હા, તે કેમ કરી છોડાય ?
"હા, કેમ કરી છોડાય ?"
મા, મને તારલિયા બોલાવે !"

"કેમ કરી છોડાય ?" ના લંબાવેલ સ્વરોમાં જીવનની સુખોપભોગની પ્રબળ લાલસા વ્યક્ત થતી, પણ બીજી જ પળે—

"હો, મને તારલિયા બોલાવે—"

એ પંક્તિમાં અનંતનો સાદ એટલો જ જોરદાર વ્યક્ત થતો—

તું આગળ ગાતીઃ

"એક એક તારામંડળ આવે,
આવે, આવે, આવે—

"મને ચૂપકીથી બોલાવે
"જાણે ચૂપકીથી અંધારે છટકી જાઉં !"

આ કર્કશ, દુર્દમ, શ્રમપૂર્ણ જીવનથી કલાન્ત બનેલી તું ચૂપકીથી છટકી જવાની ઈચ્છા કરતી પણ બીજી જ પળે તને તારી વહાલી બાના, બિન્દુના, મારા, ભાણેજોના વિચારો આવતા. એ પ્રેમપાશ તને નાગચૂડની જેમ જકડી

રાખતો. એટલે સ્તો તું તારલામંડળ પાસે પહોંચી જવા અભિલાષા સેવતી છતાં સવાર થતાં ફરી બાની ગોદમાં આવી જવાની કડી ઉચ્ચારતી:

તું ગાતી: "બા તો ઊંઘે.
બા તો ઊંઘે, કેમ કરી પકડાઊં?
ચૂપકીથી છટકી જાઉં,
પણ સવાર થાતાં માંય
બાની પાસે પાછું અવાય;
હો, મને તારલિયા બોલાવે.
પેલા ચમક ચમક
ચમકંતા મુજને તારલિયા બોલાવે."

હું તારી સાથે અનંતઉદ્દયને આવવાને લલચાતાં તારું ધ્રુવપદ ગાઉં:

"પેલા ચમક ચમક
ચમકંતા મુજને તારલિયા બોલાવે."

પણ હાય! આકાશી આદર્શોઘેલી તું, બાનો સ્નેહ, બહેનનો બોલ, મારી પ્રીતિ, પાગલ પ્રેમનાથની ચિંતા સહુ વિસરી તારલાઓ જોડે સખ્ય કરવા પવનની પીઠે ચાલી નીકળી!

પૂર્વના જેવી જ કોક ઉકળાટભરી રાત્રે હજી યે હું અગાશી પર એકલો જાઉં છું અને તારી તારલાના ગીતની

વીણા છેડું છું. સદાય હું પણ ઝંખું છું:

“ચૂપકીથી છટકી જાઉં,
સવાર પડતાં માંય,
બાની પાસે આવી જવાય;
હો, તારલિયા બોલાવે.
પેલા ચમક ચમક
ચમકંતા તારલિયા હો, મુજને બોલાવે.”



# ૨૪ : પૂર્ણિમાની રાત

ચૈત્રી પૂર્ણિમાની ચાંચલ્ય અને ચારુત્વભરપૂર એ રસિક રાત !

પૂર્ણિમાનાં કેટકેટલાં ઉત્સવરસિયાંઓને કેટલી ટૅક્ષીઓ જૂહુ કિનારે ઊતારતી હતી ?

પૂર્ણિમાનો રસોત્સવ જૂહુ કિનારે જઈ ઉજવવાનું સ્ફુરણ તને જ પ્રથમ થયું હતું. તારી સાથે તેં, બિન્દુ અને સરિતકાન્તને પણ તૈયાર કર્યાં હતાં.

છેક રાત્રે સાડાદસે આપણે સાન્તાક્રુઝ સ્ટેશને પહોંચ્યાં. પૂર્ણિમાના પૂર્ણચંદ્રના પ્રપુલ્લ પ્રકાશમાં જૂહુ જનાર જુવાન રસિકોના વદનચંદ્રને ઓળખી જવાની કલામાં પાવરધો બનેલ એક ટૅક્ષીવાળો તુરત આપણી સમક્ષ આવી ઊભો અને બોલ્યોઃ

"શેઠ, ટૅક્ષી લાવું ? જૂહુનો એક રૂપિયો."

મેં કહ્યુંઃ "રોજ જણદીઠ બે આના અને આજે રૂપિયો કાં ?"

ત્યાં તો એક ટાંગાવાળો નીકળી પડ્યો. વાંકી ટોપી, ટૂંકી બાંયનું પહેરણ અને તંગ સુરવાલ. તે બોલ્યોઃ–

"બાઈ, જૂહુના આઠ આના. ટાંગો લાવું !" થયું મહાયુદ્ધનો આરંભ થઈ ચૂક્યો.

પેલો ટૅક્ષીવાળો ટાંગાવાળા સામે ક્ષણભર જોઈ રહ્યો અને પછી ચિઢાઈને બોલ્યોઃ

"અબે, હમને પહિલા પૂછા હૈ."

ટાંગાવાળાએ તેને રૂવાબથી દબાવી કહ્યુંઃ

"અબે, તુમ અપના કામ કરો."

અને એટલું બોલી પોતાનો દાવો સિદ્ધ થયો હોય તેમ વિજયપૂર્વક તારી તરફ જોઈ તે બોલ્યો—

"બાઈસાહેબ ટાંગેમેં આયેગી."

અને આ બન્નેનો વિવાદ મારામારી કે હોંસાતોંસીનું સ્વરૂપ પકડે તે પહેલાં તું જ ટાંગા નજીક જઈ ઊભી.

મેં કહ્યુંઃ "ઈન્દુ, પૂર્ણિમાની સહેલગાહે આવી છે કે ટૅક્ષીઓની હરીફાઈમાં નષ્ટ થઈ જતા ટાંગાવાળાઓના ઉદ્યોગને સજીવન કરવા ?"

પૂર્ણિમાની રાતની અસર તારા પર થઈ ચૂકી હતી.

તું બોલીઃ

"બેસો તો ખરા. જુઓ કેવી મજા આવે છે." ટાંગામાં સૌથી તું પહેલાં ચઢી. બિન્દુ અને સરિતકાન્ત પણ તારી પાછળ ચઢયાં. અંતે હું પણ ગોઠવાયો.

ટાંગાવાળાએ ઘોડાને નીરેલું ઘાસ સંકેલી લીધું. ઘોડાની પીઠ થાબડી. સ્ટેન્ડમાંથી ચાબુક કાઢયો અને હવામાં સહેજ વીંઝયો. બીજે હાથે લગામની રાશ પકડી અને ચાંદની રાતની નીરવ શાંતિમાં ઘંટડી પર પગ દાબતો ટાંગાવાળો ટાંગો દોડાવવા લાગ્યો.

મુંબઈથી જૂહુની સહેલગાહે અવનાર બધા સામાન્ય રીતે સાન્તાક્રુઝ સ્ટેશને જ ઊતરે. અને ત્યાંથી સૌ જૂહુ જાય.

તેથી રસ્તે, ટાંગાવાળાએ પૈસાની પાંચવાળી ફરમાસુ કાઢી તેનો દમ ઘૂંટતાં પૂછ્યુંઃ

"શેઠ, મુંબઈથી આવો છો કે ?"

મેં એને વાતોમાં ખેંચવા કહ્યુંઃ "કેમ જાણ્યું ?"

એણે કહ્યુંઃ "મુંબઈમાં વરલીની ચોપાટી પર ફરવા જનાર અને સિનેમા જોવા ટૅક્ષીમાં જનાર બધા મોટરની સ્વારીથી કંટાળી ગયા હોય છે. એટલે જ તેઓ સાન્તાક્રુઝ આવી જૂહુ જવા ટાંગો પસંદ કરે છે."

હું મૂગો હતો. પણ તું મૂગી રહી શકી નહીં.

તેં કહ્યું: "એમ કે ?" અને ધીમેથી મીઠાશપૂર્વક ઉમેર્યું: "પણ અમે તો પાડોશના પરાંમાંથી જ આવીએ છીએ."

એ સહજ ચમકયો. પણ વધુ કાંઈ બોલ્યો નહીં. ટાંગો આગળ ચાલવા લાગ્યો. આખે રસ્તે આપણે સહુ શાંત હતાં. ડામરવાળી કાળી ભમ્મર સડક, ચાંદનીના પ્રકાશમાં વધુ કાળી દેખાતી હતી. અને તે પર દોડતા ટાંગાના ઘોડાના દાબલાના ટપ ટપ ટપ ટપ ટપકારા માત્ર સંભળાતા હતા.

રસ્તે એક ઘરનાળું આવ્યું. સમુદ્રમાં ભરતી ચઢી હતી. એ ભરતીનું પાણી ખળખળ અવાજ કરતું, સફેદ ફીણના ગોટાઓ ઉછાળતું, ઘરનાળાના ઉપલા ઢોળાવથી નીચલા ઢોળાવ તરફ ધસારાબંધ વહી જતું હતું.

આમતેમ ડોલતા ટાંગામાંથી પાણીના એ પ્રચંડ પ્રવાહને જોઈને તું જરી ચમકી, અને મારી સોડમાં દબાઈને લપાઈ બેઠી. આટલા નાના ટાંગામાં આઘાતનો પ્રત્યાઘાત હોય જ. તેં મને દાબ્યો એટલે મેં સહેજ સરિતકાન્તને દબાવ્યા અને સરિતકાન્તે ટાંગાની છેક પેલી બાજુએ બેઠેલી બિન્દુને દાબી.

બિન્દુ એક મીઠી ચીસ પાડી ઊઠી. "અરે ! અરે !" પણ ત્યાં તો ટાંગાવાળો ઘોડા પર ચાબુક વીંઝતાં બીડી પી પી ખોખરા બનેલા કંઠથી પંકજ મલીકનાં ચરણ પર ચરણ લલકારવા લાગ્યો.

"પિયા મિલન કો જાના
હં હં હં હં : પિયા મિલન કો જાના !

જોતજોતાંમાં આપણે જૂહુ પહોંચ્યાં. આણીકોર, એકમેકને અડીને ચાંદનીમાં લગોલગ ઊભાં રહેલાં હારબંધ શુભ્ર શ્વેત મકાનો. ને પેલી કોર સમુદ્રના વિશાળ કિનારે ફર્લાંગોના ફર્લાંગ સુધી વિસ્તરેલાં નાળિયેરીનાં અસંખ્ય વૃક્ષો ! સમુદ્ર એના ઊંડા પેટાળમાંથી હૂંફભર્યો ઊનો પવન ફૂંકયે જતો હતો. સમુદ્રના મહાઉરની શ્વાસોચ્છવાસની એ મધુર ક્રિયાએ તાલવનની વાંસળીમાંથી, એક અજબ મરમર ધ્વનિ, એક અદ્દભુત સ્વર નીકળતો હતો.

આકાશમાં પૂર્ણકલાએ ખિલેલ ઈન્દુકલાને જોઈ, નીચે સિન્ધુને પ્રેમભરતી ચઢી હતી. શો અવરિત એનો ઘૂઘવાટ ! પૃથ્વીને આલિંગતા એના પ્રચંડ તરંગો. આપણે ય એ નાચતા જલતરંગોમાં, કિનારે પથ્થર પર બેસી, પાણીમાં પગ છબછબાવતાં કયાં સુધી બેસી રહ્યા હોઈશું ! ભરતી વધુ ચઢે ને થોડાંક જલશીકર ઊડે એટલે વળી એ પથ્થર પરથી ઊડી થોડે દૂર બીજી શિલા પર જઈને બેસીએ ને પાણીમાં પગો લટકતા રાખીએ.

આમ કયાં સુધી ચાલ્યું ?

અંતે બિન્દુએ ફરમાવ્યું: "ચાલો ફરીએ." ને આપણે સૌ ફરવા નીકળી પડયાં. ઝીણી મૃદુ રેતીના વિશાળ પટ પર કલાકો સુધી અહીંથી તહીં ફર્યાં. ફરી ફરીને થાકયાં

એટલે સાગરને કિનારે ઉત્સવરસિયાંઓના તંબૂઓને વટાવી પાછળની ઝાડીમાં પેઠાં અને ચાંદનીના તડકાછાયામાં સંતાકૂકડી રમતાં રહ્યાં. ત્યાંથીયે નીકળી, મોડી રાત્રે અંતે પાછાં દરિયાકિનારે આવી બેઠાં. રોજ ઊંઘથી ઘેરાતી આંખોમાંથી આજે ઊંઘ કોણ જાણે ક્યાં ચાલી ગઈ હતી ?

પાછાં આવ્યાં ત્યારે સમુદ્રની ભરતી ઓસરી ગઈ હતી. સાગરનાં પાણી ફર્લાંગો સુધી દૂર દૂર ચાલી ગયાં હતાં. માત્ર પ્રિયતમ સાગરરાજના સ્નેહજલે સિક્ત બનેલી પૃથ્વીનો વિશાળ ઉરપટ ભીંજેલો પડયો હતો.

સમુદ્રનું પાણી માનવીને ખારું લાગે છે. સાગરની સ્નેહરાણી પૃથ્વીને એ કેવું લાગતું હશે ?

ભીની રેતી પર રૂમાલ પાથરી આપણે સૌ બેઠાં. પણ પ્રવૃતિપરાયણ પ્રેમીઓના હાથ, અહીં પણ સખણા થોડા જ રહે ! એનાં અટકચાળાં તો ચાલુ હોય જ. એટલે પછી રેતીમાં તેં એક સરસ ઘર બનાવ્યું. બિન્દુએ તારા ઘરની પાડોશમાં જ તારા કરતાં સરસ, એક વધુ મજલા-વાળું, બીજું ઘર બનાવ્યું. તમે બન્ને જણીએ ઘરોનું નામ રાખ્યું "સાગરવન." મેં અને સરિતકાન્તે–તમો બન્ને જણીના ઘરોથી દૂર એક કિલ્લો ચણ્યો.

એ કિલ્લા પર તોપો પણ ગોઠવી. કિલ્લાનું નામ રાખ્યું "પ્રેમદુર્ગ."

તેં દૂરથી સાદ કર્યો: "રજની, અમારું ઘર જુઓ."

સરિતકાન્તે સામેથી ટહુકો કર્યો:

"ઈન્દુબહેન, અમારો કિલ્લો જુઓ."

પછી તો બન્ને પક્ષો વચ્ચે રમ્ય રકઝક ચાલી. કોણ કોની ઈમારત જોવા જાય? [ શાની ઈમારત ને શેનું નિરખવું? બધું રેતીનું જ. ] પણ એ પૂર્ણિમાની રસિક-રાતની દુનિયા અજબ જ હતી. અંતે થાકીને તમો બન્ને સખિ અમારો ચણેલો 'પ્રેમદુર્ગ' જોવા આવ્યાં.

એ કિલ્લો, એની ઉપરની તોપો, ઊંચી અગાશી-બધું બતાવતાં મેં ખૂબ ગંભીર થઈને કહ્યું:

"આ કિલ્લાનો ઇતિહાસ ઘણો જૂનો છે. કહું? સાંભળો."

"જૂના જમાનામાં પ્રેમદુર્ગ કિલ્લો પ્રેમરાય રાજાએ બંધાવેલ. પ્રેમરાય તો વૃદ્ધ થયા એટલે કાશીએ કરવત મૂકાવવા ગયા. આ કિલ્લામાં તેમના બે રાજકુમારો રહે. એકનું નામ રજનીકુમાર અને બીજાનું નામ સરિતકુમાર."

મારી અત્યંત ગંભીર વદને વદાતી વાતનો મર્મ કંઈક સ્પષ્ટ થવાની રેખા તારા મુખ પર તરવરવા લાગી. તે છતાં ય તેં પણ કૂતુહલવશ વાર્તા સાંભળવાની એટલી જ ઉત્સુકતા દાખવી. અને મેં વાત આગળ ચલાવી.

"એક પૂર્ણિમાની પ્રારંભની રાત્રે રજનીકુમાર અને સરિતકુમાર, બન્ને જણ, પ્રેમદુર્ગની ઊંચી અગાશી પર ઊભા ઊભા સમુદ્રનું તરંગનૃત્ય નિહાળતા હતા. ત્યાં

રજનીએ એકાએક કશુંક પાણીમાં જોયું. સરિતનો હાથ પકડી તેણે કહ્યું. "સરિત, પણે જો કોક ડૂબતું લાગે છે." સરિતે સામેથી રજનીનો હાથ પકડી વધુ જોરથી હલાવી કહ્યું: "હા, જરૂર. પણ ડૂબતી વ્યક્તિ એક નથી. બે છે."

બન્ને જણે કિલ્લા પરથી સીધો સમુદ્રમાં ભૂસકો માર્યો. રજનીએ હનુમાનફાળે તરવા માંડયું. સરિતે પણ તરવાનું શરૂ કર્યું. રજનીએ ડૂબકી મારી. સરિતે પણ મારી. બન્ને જણે જીવ સટોસટનો ખેલ ખેલી બે તરુણીઓને ડૂબતી બચાવી.

"એ ડૂબતાં બચેલ તરુણીઓનાં નામ?" તેં પૂછ્યું. "એકનું નામ ઈન્દુ, બીજીનું નામ બિન્દુ" મેં કહ્યું. અને મારો કથાપ્રવાહ ચાલુ રાખ્યો.

"બન્ને બહેનોની બન્ને યુવકોએ ખૂબ સુશ્રૂષા કરી. અંતે બન્ને બહેનોએ કહ્યું: "અમે પાડોશમાં જ રહીએ છીએ. સહેજ નાવાની ઇચ્છા થતાં પાણીમાં પડયાં, અને ઓટનાં મોજાં ભેળાં ખેંચાયાં. તમે અમને ડૂબતા બચાવ્યાં તમારો શો આભાર માનીએ?"

મારી વાત એટલે જ અટકી. પણ ચિબાવલી થઈ તેં પૂછ્યું: "પછી? પેલી યુવતીઓનું અને રાજકુમારોનું શું થયું?"

મેં વાર્તાનો ઉપસંહાર કરતાં કહ્યું :

"પેલી યુવતીઓ પછી રાજકુમારોને પોતાને મકાને

લઈ ગઈ. મકાનનું નામ હતું "સાગરવન." સાગરવન જોવા જનાર રાજકુમારો–ડૂબતી યુવતીઓને બચાવનાર યુવકો, યુવતીઓના પ્રેમસાગરમાં માથાબોળ ડૂબી ગયા !"

સરિતકાન્તે મારી રૂપકકથાને પૂરી કરતાં કહ્યું: "ઇન્દુમાં રજની, અને બિન્દુમાં સરિત."

સો સો ખિસકોલીઓ એકી સાથે નાચતી હસી ઊઠે તેમ આપણે સૌ હસી પડયાં.

પ્રભાતનો પહેલો કૂકડો બોલવાને હવે માત્ર માંડ એક કલાક બાકી રહ્યો હશે. ટાંગાવાળો યાદ આવ્યો. પણ આટલી મોડી રાત્રે, આવા એકાતમાં ટૅક્ષી કે ટાંગો ક્યાંથી હોય ? એટલે પગવડે જ 'ઘરકી રાહ' લીધી.

રાતભરનાં તોફાન, ટીખળ અને પ્રેમમસ્તીથી આપણે સહુ ઠીક ઠીક શ્રમિત થયાં હતાં. સૌથી વધુ શ્રમ, કદાચ, તારી નાજુક કાયાને લાગ્યો હતો. રસ્તે પાછાં વળતાં, તેં કહ્યું:

"રજ, ક્યાંક પથ્થર શોધી બેસો. આપણાથી તો ચાલી શકાતું નથી."

તારો શ્રમ ઉરાડવા અને તને ઉત્સાહિત કરવા મેં કહ્યું:

"ચાલ, તને ખંધોળે બેસારું."

તું હસી. મારા શબ્દોએ તારો અર્ધો શ્રમ નષ્ટ થઇ ગયો. થોડુંક આગળ ચાલી, ફરી વાર ક્યાંક બેસવાની

ઈચ્છા તેં વ્યક્ત કરી.

મેં કહ્યુંઃ "આપણી શેરીમાં પેલો કાબુલી પીઠ પર મેવાનાં પોટકાં બાંધી મેવો વેચવા આવે છે. આવ, તને યે પીઠ પર લઈ જાઉં."

મોડી રાત્રિના એકાંતમાં, પ્રેમના મસ્તીભર્યા નશામાં, આપણે વયનાં અને લોકલજ્જાનાં બંધનો ક્યારનાં ભૂલ્યાં હતાં. મેં તને પીઠ પર ખેંચી લીધી. શી ફૂલ જેવી તારી હલકી કાયા ! આનાકાની અને અણગમો વ્યક્ત કરતાં અંતે તું લાચાર બની પીઠને બાઝી રહી. તારા પગમાં મેં મારા હાથ પરોવ્યા હતા. ને તેં તારા હાથ મારે ખભે વળગાડ્યા હતા. તને પીઠ પર લઈ ઝડપભેર હું આગળ વધતો હતો. પાછળ પાછળ પેટ પકડી હસતાં બિન્દુ અને સરિતકાન્ત આવતાં હતાં.

મેં રાત્રિની નીરવ શાંતિમાં મોટેથી લલકાર કર્યો.

"મેવો લેવો છે ભાઈ, મેવો ? કાબુલનો મીઠો મેવો."

મારા ડાબા ખભા પર માથું ઢાળી દઈ તેં ગલીગલી થતા ભાવે કહ્યું:

"બેસો બેસો હવે. તમારો મેવો ખરીદનાર કોઈ નીકળી પડ્યું તો ?"

"તો ?" મેં કહ્યું: "હું એને સંભળાવીશ. 'ભાઈ, ગાંડા થયા છો ગાંડા. આગળ જાવ આગળ. પોતાનો મેવો પોતે ખાવાનો મૂકી બીજાને કોઈ થોડો જ વેચે ?"

બિન્દુ અને સરિતકાન્ત આપણો મધુર વાર્તાલાપ સાંભળતાં, હસતાં હસતાં, આપણી પાછળ આવતાં હતાં. "મેવો લેવો છે ભાઈ, મેવો, કાબુલનો મીઠો મેવો ?" એવો લલકાર કરતો, પીઠ પર તને લઈ, હું આગળ ધસ્યે જતો હતો.

—અંતે એક ઘરનાળું આવ્યું. સમુદ્રની ભરતી ઓસરી ગઈ હતી. ઘરનાળાનાં ખાબોચિયામાં જ માત્ર પાણી ભરાઈ રહ્યું હતું. મેં તને પાળ પર ઉતારી. હું પણ હાંફતો હાંફતો સહેજ શ્રમ ઉતારવા બેઠો. બિન્દુ અને સરિતકાન્ત પણ બેઠાં.

કેવી એ પ્રેમની રાત ! ચૈત્રી પૂર્ણિમાની ચાંચલ્ય, ચારુત્વ અને પ્રેમપૂર્ણ એ રસિક રાત ! એ કેમ જ ભૂલાય ?

તને પીઠ પર લઈ મેવાવાળો બનેલો હું, તે રાત્રે બકતો હતો:

"મેવો લેવો છે ભાઈ, મેવો ? કાબુલનો મીઠો મેવો ?"

ઉદ્‌ભ્રાન્ત પ્રેમી હું, આજે ય, અસંખ્ય પ્રેમીજનો સમક્ષ કહી રહ્યો છું:

"મેવો લ્યો ભાઈ, મેવો. પ્રેમજીવનનો અદ્‌ભુત મીઠો મેવો."

❀

## ૨૫ : પિયા બિન નાહીં આવત ચૈન

"પિયા....બિન....નાહીં....આવત....ચૈન"

એ જ એક પંક્તિને ઉલટાવી ઉલટાવી હું તે દિવસે દર્દપૂર્વક ગાતો હતો.

રેડિયો દુરસ્તી સારુ મોકલી આપ્યો હતો. સંગીત–તલખી મારું દિલ ધ્વનિવાદ્ય વિના ઝૂરતું હતું. ક્યારે રેડિયો દુરસ્ત થઈને આવે અને દૂર દૂરનાં સ્વરનાં મોજાં કાનમાં ભરું એમ થયા કરતું હતું.

એટલે તે દિવસે રેડિયો મૂકવાના મેજ પાસે ઊભી, ખાં સાહેબ અબ્દુલ કરીમખાંનું તે અમર સંગીત હું ગણગણતો હતો.

"પિયા બિન નાહીં આવત ચૈન" એ એક જ પંક્તિને ફેરવી ફેરવીને તે દિવસે હું દર્દપૂર્વક ગાતો હતો. તું પીઠ પાછળ ઊભી રહી મને સાંભળી રહી હતી. ધીમેથી

આવી, મારે ખભે હાથ મૂકી તેં પૂછયું: "કહો, કોના વિના ચેન પડતું નથી? એ તમારી પ્રિયા કોણ છે? હું જાણું તો ખરી."

મેં આંખોને અણસારે અને અંગુલિને નિર્દેશે તને બતાવી.

"પણ હું તો તમારી પાસે જ છું. દૂર નથી." તેં કહ્યું. અને તેં મને વિનવ્યો.

"રજ, એ લીંટી ફરી ગાઓ ને. કેટલી દર્દભરી ને સુંદર છે એ!"

મેં ચરણ ફરી ઉપાડયું. અને પૂછયું.

"તને એ ગમે છે?"

"હા." તું બોલી: "આવું સરસ ગીત કોણે જન્માવ્યું?"

"ખાં સાહેબે" મેં કહ્યું: "એક જ ગીતનો વારસો એમને અમર કરી જવા પૂરતો છે."

"ખાં સાહેબે આવું સ્વરનું દર્દ કેમ ઉતાર્યું હશે? તે કઇ પ્રિયાના વિરહે ઝૂરતા હતા?"

હું બોલ્યો:

"એમની પ્રિયા? એમની પ્રિયા સ્વર અને સંગીતની દેવી."

"પણ આ ગીત તો મેં કયાંક સાંભળ્યું છે." તું બોલી:

"કયાં?" મેં પૂછયું.

"ખરેખર યાદ નથી. પણ ક્યાંક સાંભળ્યું છે જરૂર." તું બોલી.

"હું કહું ?" મેં પૂછ્યું.

"કહો." તેં કહ્યું.

"તે દિવસે આપણે બન્ને 'દેવદાસ' જોવા ગયાં હતાં. યાદ છે તને ?" મેં તને યાદ આપી. પારુ પાછળ પાગલ બનેલ પ્રેમભગ્ન દેવદાસ, દેવદાસ પાછળ પાગલ બનેલી દુઃખિયારી ચંદ્રા. યાદ છે તને ? દેહદર્દ અને પ્રેમવ્યાધિથી ઘેરાઇ ક્ષીણ બનેલો દેવદાસ. યાદ છે તને ? એ એક રસ્તાની ફૂટપાયરી પર પડ્યો છે–દુઃખ, વિરહ અને વ્યથાને વિસરવા મસ્ત નશો કરી એ પડ્યો છે. અને રસ્તા પર પડ્યાં પડ્યાં એનું અંતર રડે છે.

"પિયા બિન નાહીં આવત ચૈન."

એના દેવદાસને શોધતી અંતે ચંદ્રા આવી. એ આવી અને એને ઊઠાવી ગઇ !"

મારા મોં પર હાથ દાબી દઇ તેં કહ્યું.

"બસ, કથાના એ કરુણ પ્રસંગને મા સંભારો. દેવદાસનું એ દર્દ મારાથી યાદ કરી શકાતું નથી."

"તો શું મારાથી એ સહેજે યાદ કરી શકાય છે ?" મેં પૂછ્યું અને....અને એટલું કહેતાં જ ડબડબ બે ઊનાં ટીપાં મારી આંખોમાંથી ખરી પડ્યાં.

સાડીના મૃદુ પાલવે તે લૂછી લેતાં તેં કહ્યું:

"રજ, હું તમારી પારુ, તમારી પાસે ઊભી છું.

જુઓ, કેટલી પાસે ઊભી છું? શા માટે રડો છો?"

હાથોએ આંખો ઢાંકી દઈ મેં કહ્યું:

'દેવદાસ' કોણે લખ્યું છે એ તને ખબર છે? શરદબાબુની જાણે એ આત્મકથા ન હોય એવો આભાસ થયા કરે છે. ભગવાન, પ્રેમની આવી વ્યથા–આવી પીડા કોઈને ન આપતો."

બીજે દિવસે સેટ દુરસ્ત થઈ આવી ગયો હતો. તે જ દિવસે, અકસ્માત, મુંબઈ રેડિયોમથકે ખાં સાહેબની તે અમર સ્વરાવલિને હવાનાં મોજાં પર તરતી મૂકી હતી. હું રેડિયો પાસે ખુરશી નાખી બેઠો હતો. તું યે મારી પડખે જ પડી. આપણે બંને ફરીવાર ખાં સાહેબના એ પ્રિયાવિરહનાં અમર સંગીતને તન્મય બની પી રહ્યાં.

ઊઠતાં ઊઠતાં તું બોલી:

"રજ, સંગીતમાં સમરસ થવાની આ સાધના તમે ક્યાંથી મેળવી? મને એ સાધનાની એક છટા તો આપો."

"તું શીખીશ?" મેં પૂછ્યું. અને ઉમેર્યું: "કાલથી ઉસ્તાદને બોલાવું?"

"ના." તેં કહ્યું: "મારે ઉસ્તાદ પાસે સંગીત નથી શીખવું. તમારે ચરણે બેસી જ શીખવું છે."

"ભલે." મેં કહ્યું.

અને પછી તો રોજ ધ્વનિવાદ્યના સ્વરે સંગીતશિક્ષણ પામવાનો તારો નિત્યક્રમ થઈ પડ્યો.

જોનપુરી રાગિણી સાથે તારો પહેલો પરિચય અને પછી આશાવરી. રોજ સવારે રેડિયોની ચાવી ખોલતાં જ દૂર દૂર દિલ્હીથી જોનપુરી અને આશાપુરીના આશા અને ઉમંગભર્યા સ્વરો ફેલાઈ રહે.

અઠવાડિયાને અંતે તું જોનપુરી ઓળખી ગઈ. રેડિયો પાસે બેસારી કદીક તને ‘પીલુ’ના પ્રેમળ સ્વરોનો પરિચય કરાવું, કદીક ‘સારંગ’ની ઘેરી સારંગી ઓળખાવું, કદીક ‘બિહાગ’ અને ‘વાગીશ્વરી’નો વર્ણપરિચય સધાવું.

બીજે અઠવાડિયે તું ‘ભૈરવી’ ઓળખી ગઈ ! કદીક મોડી રાતે તું રેડિયોની ચાવી ખોલે અને દૂર દૂર દૂર લાહોર અને લખનૌથી ‘જેજેવંતી’ના ઝમઝમતા સૂરો આખા ખંડને ભરી વળે.

એક દિવસ તેં કહ્યું: “બચ્ચું, આ બધા રાગો કેમ ઓળખાય ? આટલાં બધાં નામો કેમ યાદ રહે ?”

હું બોલ્યોઃ “ઈન્દુ, તે દિવસે જવાહરલાલજીની સભામાં આપણે ગયાં હતાં. ત્યાં સભાને અંતે સેંકડો માણસોના ટોળામાંથી તેં મને પકડી પાડ્યો. અને ગયે મહિને મહાસભાનું પ્રદર્શન જોવા ગયાં હતાં. કેટલી અપાર ત્યાં ગીરદી ! એટલી ગીરદીમાં યે તેં તારાં મોટાં બહેનને એમની પીઠ પરથી ઓળખી કાઢ્યાં !”

તેં કહ્યું: “માણસ તો એની આકૃતિથી ઓળખાય.”

હું બોલ્યોઃ “રાગિણીઓનું પણ એમ જ. દરેક

રાગને એનો દેહ હોય છે. અવાજ પરથી માણસને ઓળખીએ એમ દેહ અને સ્વરથી રાગો ઓળખાય."

ત્યાર પછી એક રાતે, રેડિયોની ચાવી ખોલી. તેં મને કહ્યું: "આ કયો રાગ ચાલે છે તે કહું ?"

મેં કહ્યું: "બોલો, ઉસ્તાદની શિષ્યા, બોલો."

"મીઠો 'માલકોશ.'" તેં કહ્યું.

દૂર દૂર દિલ્હીથી ઊંડા ઊંડા, લાંબા લાંબા, દર્દભર્યાં માલકોશનાં મોજાં મનને તર કરી મૂકતાં હતાં. માલકોશની મીઠાશ ચાખવા, દૂર દૂર ઓરડાને પગથિયે, અંધારામાં હું બેઠો હતો.

માલકોશ બંધ થયો.

મેં મારા પ્રિયગીતનું ચરણ ઉપાડ્યું:

"પિયા બિન નાહીં આવત ચૈન."

ઓરડામાંથી તરત તું બહાર આવી. મારો હાથ ઝાલી તું બોલી:

"દેવદાસ, ચંદ્રા તમને લેવા આવી છે. ચાલો, અંદર ચાલો."

અને રાત્રિની શાંતિમાં મારા પ્રિયાવિરહને નષ્ટ કરવા, તું મારો હાથ પકડી, મને પ્રેમબિછાત પર દોરી ગઈ !

❧

## ૨૬ : પાન, પ્રેમ અને રંગ

મર્યાદાભાર્યા ઘરની તું ઘરરખુ ગૃહિણી. ઘરમાં તેં પાનની તાસક વસાવી. જામનગરની કલામય સૂડી મંગાવી. ચાંદીનું ચકચકતું પાનદાન આણ્યું. અને પછી પાનદાનનાં ખાનાં ભર્યાં.

એક ડબ્બીમાં તેં ભર્યો નવવિકસિત પ્રેમ જેવો આછા ગુલાબીરંગનો ચૂનો, બીજી ડબ્બીમાં તેં ભરી કાથાની કળાયેલ કાળી ભૂકી. ત્રીજા ખાનામાં ભરી પ્રેમજીવનની સૌરભ જેવી મઘમઘતી એલચી. ચોથામાં લવીંગ અને પાંચમામાં વરિયાળી. છઠ્ઠામાં ભરી તેં લાળથી મોં ભરી દઇ અખૂટ અમી જન્માવે એવી ધાણાની દાળ. અને સાતમી ડબ્બીમાં ભર્યું તે શુભ્રરંગી કોપરું. એક શીશીમાં સુગંધીદાર ગુલાબજળ પણ ભર્યું.

તારો ઠાઠ જોઈ મેં ઉદ્‌ગારો કાઢયાઃ
"આ બધો સાજ શાનો છે?"
તું બોલીઃ
"રસમય પ્રેમજીવનનો."

મેં પૂછયુંઃ "પ્રેમમય રસજીવનનો કે રસમય પ્રેમજીવનનો?"

તું બોલીઃ "પાનનો રસ ચાખીને કાંઈ પ્રેમ છૂટે છે એવું ઓછું જ છે? પ્રેમ ચાખીને પણ રસ છૂટે છે!"

"ચાલ, ત્યારે મને એક રસસ પાન બનાવી દે. તારા પાનના રસથી પ્રેમ વછૂટે છે કે નહીં તેની ખાતરી કરું." મેં કહ્યું.

"જો, જો." તું બોલીઃ "મારા પાનથી એવો રસ છૂટશે કે જીવનભર ભૂલશો નહીં."

"તારો મારા પર પ્રેમ છે એની ખાત્રી શી?" હું બોલ્યો. અને ઉમેર્યું: "જો, તારા બનાવેલ પાનથી મારું મોં લાલ થાય તો તારો મારા પ્રત્યેનો પ્રેમ સાચો."

"અને તમારા પ્રેમનું શું?" તેં પૂછયું.

મેં કહ્યું: "હું પણ તને પાન બનાવી દઈશ. મારા પાનથી તારી જીભ રંગાય તો મારો પ્રેમ સિદ્ધ થયો ગણાશે"

"ચાલો, ત્યારે પહેલું પાન તમે બનાવી દો." તું બોલી.

"ના. પહેલું પાન તારા હાથનું ખાઈને અને તારા

પ્રેમની પ્રતીતિ લઇને પછી જ હું મારા પ્રેમની પ્રતીતિ દઈશ.”

અને તેં પાન બનાવ્યું.

અહા! તે પાન! સુગંધિત દ્રવ્યોથી મઘમઘતું પાન! ગાલના ગુલાબો પ્રફુલ્લાવતું તે પાન! મારી સકલ ઈંદ્રિયોને વિચલિત કરી દેતું તે પાન!

પાનમાં તેં ઝમઝમતી જાવંત્રી અને ચમચમતાં અજ-મીટનાં ફૂલ નાખ્યાં હતાં. તારું બીડું મોંમાં નાંખતાં જ મોંમાથી અમીની સેરો છૂટવા લાગી.

થોડી વારે તું બોલી:

“જોઉં, મોં ખોલો. જીભ કાઢો. લાલ રંગ બેઠો કે નહીં?”

મારી જીભ લાલ લાલ બની ગઈ હતી. બે કોમલ તારી અંગુલિઓ વચ્ચે મારી જીભનું ટેરવું પકડી રાખી તું બોલી: “જોયો, તમારી ઇંદુનો પ્રેમ? જીવને—જીવનને ઝમઝમાવે, લાલમલાલ બનાવે.” અને પછી દૂર પલંગ પર જઈ બેઠી અને બોલી: “ચાલો, હવે તમારો વારો. પાન બનાવો અને તમારો પ્રેમ સિદ્ધ કરો.”

મારી ખંધાઇનો ક્યાં પાર હતો? તારી નજર ચુકાવી મેં પાનનું બીડું તૈયાર કર્યું. તને તે આપ્યું. હોંશથી તેં લાડકી બની મોં ઉઘાડ્યું. મેં તારા મોંમાં

મૂક્યું.

થોડી વાર થઇ અને મેં કહ્યું: “ચાલ, ખોલ તારું મોં, જોઉં તારી જીભ!”

તેં હોંશથી જીભ બહાર કાઢી. રંગ મુદ્દલ નહોતો ચઢ્યો.

તારું દિલ ખાટું કરવા મેં કેવી તરકીબ કરી હતી? પાનમાં કાથો અને ચૂનો જ નાંખ્યો નહોતો. તેં ગુસ્સે થઈ કહ્યું:

“લુચ્ચા, બદમાશ, કાથોચૂનો નાંખ્યો લાગતો નથી.”

હું બોલ્યો. “કાથાચૂનાથી તો સૌનું મોઢું લાલ લાલ બને. વિના કાથાચૂનાએ મોં લાલ કરે તે જ ખરો પ્રેમ.”

તું રિસામણાં નેત્રો કરી બોલી. “લુચ્ચા, જ્યારે ત્યારે, જ્યાં ત્યાં અડપલાં.” અને તારી આંખમાંથી મશ્કરીના પરાજયનું એક અમોલું અશ્રુબિંદુ ખરી પડ્યું. મેં રૂમાલવડે તારું આંસુ લૂછી કહ્યું:

“ભોળી, પાનથી તારું મોં કેમ કરી લાલ બને? કાથાચૂના વિના ક્યાંથી લાલ રંગ પ્રકટે? જીભ તારી ન રંગાઈ તેથી શું? જીવન તો રંગાયું છે ને? ઈન્દુ, આમ જો. મારા પ્રેમે મેં તને નથી રંગી શું? આ તારી આંખો, અધર, ગ્રીવા, તારી સારી કાયા—મારા પ્રેમે તારું શું શું નથી રંગ્યું? પ્રેમના અભિસારે એ લાલ નથી બન્યાં શું?”

અને પાસે ભીંતપર ટંગાયેલું ચાટલું લાવી, તારી સામે તે ધરી, રડવાથી લાલ બનેલી તારી આંખો બતાવી તને કહ્યું:

"જો, મારો પ્રેમ. તેં તો માત્ર મારી જીભ જ રંગી. પણ મારા પ્રેમે તો તારી આંખો લાલઘૂમ બનાવી!"

અને મારી પ્રેમપરિચર્યાએ તારી પળભર રડતી આંખો તુરત હસવા અને નાચવા લાગી!



## ૨૭ : હૃદયની સાંધનાર

તે દિવસે ઑફિસેથી ઘેરે પાછા ફરતાં, હું બજારની અડફેટે ચઢી ગયો હતો. અનેક દુકાનોમાંની એવી એક દુકાનેથી તે દિવસે તારે માટે એક નાનકડી સુંદર પ્રેમઝરણી (ફાઉન્ટનપેન) લઇ આવ્યો હતો. મારા પહેરણના આગલા ખીસામાં મારી પેનની અડોઅડ એ બચુકલીને ભરાવી હું ઘેરે આવ્યો.

રોજના ક્રમાનુસાર, તેં સામે આવી, મારા હાથમાંથી પાકીટ લઈ લીધું. પુસ્તક લઇ મેજ પર મૂક્યું. ટોપી લઈ ખીંટી પર ભરાવી. કાંડાઘડિયાળ મેં છોડ્યું અને તેં તે કબાટમાં મૂક્યું. અને પછી સામે આવી પૂછ્યું:

"ખીસામાંનાં પેન, પર્સ નથી મૂકવાં? કાઢો ને."
મેં પર્સ કાઢી. પેન પણ બહાર કાઢી. એકને બદલે બબ્બે

પેનો જોઈ તારી આંખો ચમકી. કોક સમડી એના શિકાર પર તલપે એમ તેં પેન પર તરાપ મારી.

એક હાથ વડે મારી પેનો ખીસામાં દાબતાં ને બીજા હાથની ઢાલ વડે તારું આક્રમણ વારતાં મેં કહ્યું:

"ખબરદાર! જો હાથ અડાડ્યો તો!"

"કેમ?" તેં પૂછ્યું.

મેં કહ્યું: "પ્રેમપદારથ પ્રેમની રીતે જ પ્રાપ્ત કરાય. પ્રેમપદારથ હું તને આપીશ. તું બળજબરીથી લઈ શકીશ નહીં."

અવશભાવે તેં સામે આવી તારી કરવેલડી પ્રસરાવી કહ્યું:

"તો આપો ને?"

"ના, એમ નહીં." મેં કહ્યું: "તારા હાથોને નહીં આપું. પ્રેમપદારથ હૃદયને જ અર્પિત થાય. લાવ તારા બ્લાઉઝમાં ભરાવી દઉં!"

તોફાની નયનો કરી તું બોલી: "લુચ્ચા ક્યાંના! લગ્ન પહેલાં રોજ રોજ ઘેરે આવતા બા પાસે બેસી કલાકો સુધી ડાહીડમરી વાતો કરતા. ત્યારની તમારી ગંભીર શાણી ઠાવકી મૂર્તિ અને અત્યારની પ્રેમબટાઉ આકૃતિ! હાય, હું ક્યાંથી ઠગાઈ?"

અને પશ્ચાત્તાપની કૃત્રિમ આકૃતિ કરી બોલી:

"મવાલી ક્યાંના!"

"મવાલી કોણ?" મેં કહ્યું: "પરાણે પેન ઝૂંટવી લેવા ઈચ્છનાર કે સ્વહસ્તે પ્રેમપૂર્વક અર્પણ કરવા ઈચ્છનાર?"

"જાઓજી. જાઓ" નાટકીભાવો કરી તું બોલી :
"આજે હું પેન લઉં તો જ ખરી."

અને હું યે જિદ્દે ચઢ્યો હતો.

"અને હું મારી રીતે જ પેન આપું તો ખરો." હું બોલ્યો. અને મારા એ ઉદ્‌ગારો નીસર્યા ન નીસર્યા ત્યાં તું સમડી પેઠે પેન પર તૂટી પડી. કોણ જાણે ક્યાંથી તારામાં પ્રકટી ઊઠેલા નિઃસીમ બળવડે તેં પેન લેવા આક્રમણ કર્યું. એક હાથવડે તને રોકી રાખતાં ને બીજા હાથવડે પેનને ખીસામાં દાબી રાખતાં હું તારી સાથે ઝરણીયુદ્ધમાં ઊતર્યો.

એ ઝરણીયુદ્ધમાં વિજય કોનો થયો?

તારો.

યુદ્ધમાં પરાજય કોનો થયો?

મારો.

બળવડે તેં પેન આંચકી. એ એક જ આંચકો અને પેન તારા હાથમાં ગઈ ને મારા પહેરણનું ખીસું ચરરર સ્વરે ચીરાયું.

પેન લઈ તું દૂર જઈ ઊભી–શિકાર મળતાં સમડી જેમ કોક દૂર એકાંત સ્થળે જઈ બેસે છે તેમ. અને ત્યાંથી વિજયના કસુંબલ ગર્વભેર કહેવા લાગી.

"કેમજી, મેં મારી રીતે પેન લીધી ને!" હું માત્ર હસ્યો. અને પછી વહેલી વહેલી એક નોટબૂક લાવી તું

કશુંક લખવાની તૈયારી કરવા લાગી. ધીમે ડગલે મેં તારી પાસે આવી કહ્યું:

"ઘેલી, અંદર શાહી નથી. લખીશ શી રીતે?" અને વળી ધીરે રહી ઉમેર્યું: "લાવ, તારી ઝરણીમાં મારા હૃદયનો રસ ભરી આપું."

તારી ઝરણીમાં સ્વહસ્તે મેં શાહી ભરી દીધી. તેં યાદ દેવરાવી કહ્યું:

"તમારી કલમમાંય શાહી ભરી લો ને?" અને હળવેકથી મારી પેન લઈ તેં એને છલાછલ ભરી દીધી. પેન ભરાઇ ત્યારે જીવનનું મારું પ્યાલું મને છલાછલ ભરાતું લાગ્યું. છલાછલ ભરાઈ ગયેલા જીવનનાં પ્યાલાંને ઉભરાવી દેવા મેં કહ્યું:

"લે હવે તને પેન ભરાવી દઉં." અને અત્યંત મૃદુ હાથે તારા ગુલાબી બ્લાઉઝમાં પેનનું ગુલાબ ખોસી દીધું.

—ત્યારે કેવાં તારાં નયનનાં, વદનનાં, અધરનાં ગુલાબ પ્રફુલ્લ બની ડોલી રહ્યાં!

વળતા જવાબમાં તેંય મારી પેન મારા ખીસામાં ભરાવવા હાથ લંબાવ્યો. ત્યારે જ તને ખબર પડી કે ઝરણીના પ્રેમયુદ્ધમાં ઝઝૂમતાં મારું ખીસું તેં ફાડી નાંખ્યું હતું.

એટલે તુરત તું, સોયદોરો લઈ આવી, ઊભી ઊભી

મારા પહેરણનું ખીસું સાંધવા મંડી પડી.

રામે જે એકાગ્રતાથી ત્ર્યંબક તોડયું ને અર્જુને મત્સ્ય વેધ્યું તેવી જ એકાગ્રતાથી લક્ષ્ય લઈને તેં સોયમાં દોરો પરોવી દીધો. અને પછી ચપોચપ તારી સોય મારા વક્ષઃસ્થલ પર ફરવા લાગી.

હસતાં હસતાં મેં કહ્યું:

"પહેરણ ચીર્યું ય તેં અને હવે સાંધે ય છે તું. સંભાળીને સાંધજે હો! પહેરણના ખીસાને બદલે હૃદયમાં સોય ભોંકી હૃદયને ના ચીરી દેતી."

પહેરણના ખીસાના સીવાઈ ચૂકેલ ભાગને વધુ દૃઢતાથી પકડી તું બોલી:

"હૃદય ચીરાશે તો તેય સાંધી દઇશ."

"ઠીક, ત્યારે તું હૃદય ચીરવાની અને સાંધવાની બંને કલા જાણે છે!" અને ઉમેર્યું: "બીજી શી શી કલા જાણે છે?"

તું બોલી: "થોડું ગાતાં આવડે છે."

"બસ?"

"થોડું નાચતાં આવડે છે."

"અને?"

"થોડું સૂપશાસ્ત્ર જાણું છું."

"બીજું કાંઈ?"

"થોડી રૂગ્ણપરિચર્યા ય જાણું છું."

"વધુ કાંઈ?"

"બીજું શું ?" તું બોલી: "અને આવું થોડું થોડું સાંધતાં આવડે છે."

અને એટલું કહેતામાં તો તું, ખીસું સાંધી કાઢી, છેલ્લો બખિયો તોડવા તત્પર થઈ.

હું બોલી ઊઠયો: "અરેરે! હૃદયગ્રંથિમાં સોય ભોંકાઈ!"

સોય તારી વેણીમાં ખોસી દઈ, મારા બન્ને ખભે તારી કરવેલ વીંટી તું બોલી:

"ના, ના. હૃદયગ્રંથિ સંધાઈ ગઈ!"



## ૨૮: "ત્વમેવ બંધુ ચ સખા ત્વમેવ"

વર્ષાઋતુનાં તે અવિસ્મરણીય દિવસ અને રાત! ઘનઘોર કાળાં વાદળાંઓથી આકાશ છવાઈ ગયું હતું. હવા બંદીશાળામાં પડી હતી. પવનનું નામ-નિશાન નહોતું. ઉકળાટ અપાર હતો. છતાં વચ્ચે વચ્ચે વાદળાંઓનો ગડગડાટ અને વીજળીના ચમકાર થયે જતા હતા.

તે દિવસે સવારે ઊઠતાંવેંત મને સહેજ માથાનો દુઃખાવો જણાયો. તોયે કઠણ મન કરી હું ઊઠયો. નાહ્યો, ધોયો. લાઇબ્રેરીમાં જઈ આવ્યો. માત્ર જમવાના વખતે જમી શકયો નહીં. અને વખત થતાં આફિસે જવા તયાર થયો.

તું બોલીઃ "રજ, આજે તમારી તબિયત સારી

નથી. માથું દુ:ખે છે. ખાધું પણ નથી. સૂઈ રહો. જવાનું માંડી વાળોને.”

“માથું તો સહેજ દુ:ખે છે. પણ કામ કેમ વિસારે પડાય ? હું જઈશ જ.” હું બોલ્યો.

અને માથે ટોપી મૂકી મેં ઑફિસનો રસ્તો લીધો. તું ખિન્ન થઈ ઊભી રહી. અને મને જતો જોઈ રહી.

હું ગયો એટલે તું ય શાળામાં ગઈ.

રસ્તે મારી માથાની વેદના વધી ગઈ. તાવ પણ ધમધોકાર ભરાયો. માથું ફાટફાટ થવા માંડયું. સણુસણુ સણકા શરૂ થયા. તાવની ગરમીએ આંખ, મોં, કાન, નાક, સહુ લાલ લાલ બની ગયાં. જોતજોતાંમાં હું લોથપોથ બની ગયો.

મેં વિચાર્યું: ‘ઇન્દુનું કહ્યું માની ઘેરે રહ્યો હોત તો!” અને તુરત ટૅક્ષી કરી ઘેરે આવ્યો. ઘરનું બારણું ખોલી, કૉટ પર જઈ પડ્યો.

પ્રત્યેક ક્ષણે મારી માથાની વેદના વધતી જતી હતી. આંખો બળતી હતી. તાવ વધતો હતો. અંગે અંગમાં દુ:ખાવો ઊપડયો હતો. વ્યથા અસહ્ય થતાં આંખોમાંથી આંસુ સરવા લાગ્યાં. આંસુ લૂછતો જાઉં અને વેદનાને ભૂલવા આમતેમ પથારીમાં આળોટતો જાઉં.

સાંજે તું શાળાથી પાછી ફરી. ખુલ્લું ઘર જોઈ તું દોડતી આવી. પથારીમાં અસહાય બની આળોટતા રજને તેં જોયો. પુસ્તકો ફેંકી દઇ તું મને વળગી પડી.

અસહ્ય વેદના અને વ્યથાથી અસહાય બની મેં રુદન કર્યું. અને ડૂસકાં ભરતાં ભરતાં રડ્યો :–

"મા, ઓ મા, મા, મા—"

બેબાકળી બની તું બોલી: "રજ, વહાલા, આ શું? રડવાથી તો તાવ વધે."

મેં ફરી રુદ્ધકંઠે સાદ કર્યો.

"મા, ઓ મા, મા!"

તારું હૃદય વલોવાઇ જતું હતું. મારા પુકારે તારાં હૃદયકૂપનાં ઊંડા ઊંડા ઊનાં પ્રેમનીર આંખોને અવાડે આવી ઉભરાયાં. તું બોલી: "રજ, એઈ, આમ નાનાં બાળકની પેઠે રડો છો શું? અહીં મા કયાં છે?"

દુ:ખમાં કેવળ માની યાદ જ તે દિવસે મને શતશત બળે આવતી હતી. મેં ફરી મા ને પુકારી.

"મા, ઓ મા, મા!"

તું નીચી નમી. બળપૂર્વક મને છાતી સરસો દબાવી, મોં પર મોં, આંખો પર આંખ રાખી તું બોલી:

"એઈ, આમ જુઓ. માને યાદ કરો છો? તો જુઓ. આ રહી તમારી મા! હું તમારી મા!"

આંખો ફાડી હું ક્ષણભર જોઈ રહ્યો. ઈન્દુ, તને જોઇ રહ્યો. તારામાં ઊતરી પડેલી માને, મા બની ચૂકેલી તને, હું જોઈ રહ્યો.

ક્ષીણસ્વરે ફરી મેં પૂછ્યું:

"ક્યાં છે તું મા? ઓ મા!"

તું બોલીઃ

"જોતા નથી? આ મારી આંખોમાં, આ મારા હોઠોમાં, આ મારા હૈયામાં, આ મારા હાથોમાં, તમારાં મા આવી બેઠાં છે તે?"

અસુખ અને અજંપામાં જ તે આખી રાત વીતી ગઈ. તું મારી સોડમાં બેસી રહી. મારે કપાળે અને માથે તારો એક હાથ ફરતો હતો. બીજો હાથ મારી આંખો પર અને મોઢાં પર સરતો હતો.

એ સ્થિતિમાં જ સવાર થઈ ગયું.

સવાર થતાં જ મેઘના ભારે લચી જતાં વાદળાં, એકમેક શું અથડાઈ, કોટે બાઝી, વરસીને ખાલીખમ થઈ ગયાં હતાં. ધરતી પર પાણી પાણી થઈ રહ્યું હતું. ઝાડો તાજાં બની ગયાં હતાં. જમીનમાંથી સુરભિ છૂટતી હતી. પંખીઓ માળામાંથી કિલકિલાટ કરતાં બહાર નીકળી પડ્યાં હતાં.

પ્રભાતને પહેલે કિરણે જ મારી આંખો પણ ઉઘડી ગઇ. તું ક્યારની મારે પડખે જાગતી પડી રહી હતી.

તેં કહ્યું: "તમે ઊંઘમાં હતા ત્યારે જ મેં તમારો તાવ માપ્યો. ટેંપરેચર નથી. પણ માથું કેમ છે?" મેં સહેજ સ્મિત કરી કહ્યું:

"વાદળ આવ્યાં. વરસીને ગયાં. હલકાં ફૂલ થઈ ગયાં."

તું બોલીઃ "તો પછી ઊઠીને કોગળો કરી નાખો, એટલે હું તમારે માટે ગરમાગરમ દૂધ કરી લાવું."

હું બોલ્યોઃ "ઈન્દુ, દૂધની મુદ્દલ ઈચ્છા નથી. માથું ઊતરી ગયું છે. પણ પગો જકડાઈ ગયા છે."

તેં પૂછયુંઃ "બામ ચોળું ?"

હું બોલ્યો : "આખી રાતનો તને ઉજાગરો છે જ. તારું ય શરીર દુઃખતું હશે. પણ સહેજ ચોળ."

વહેલી વહેલી તું બામની ડબ્બી લાવી અને પગે બામ ઘસવા લાગી.

જકડાઈ ગયેલા પગોને ઘડી ઘડીમાં આમથી તેમ હું ફેરવ્યે જતો હતો, લાંબાટૂંકા કર્યે જતો હતો.

તું બોલીઃ "પગ તો સરખા રાખો. પગ સરખા રાખતા નથી તો બામ કેવી રીતે ચોળું ? કશું જ કહ્યું કરતા નથી. કાલે પણ ના કહી છતાં ઑફિસે ગયા. તમને તે મારે કરવું શું ?"

હું બોલ્યોઃ "શું કરવું ! માર મને."

તું બોલીઃ "જરૂર. નાના બાલક હોત તો જરૂર તમને મારત."

મેં કહ્યુંઃ "થોડા જ મહિનામાં આ તારો રજ, હવે બાલક બની જવાનો છે. પછી એ તારો ખોળો ખૂંદશે. તને ચૂંટિયાં ખણશે. તારાં માથા પરનો ઓઢેલ સાડીનો છેડો ખેંચી પાડશે.

અને કુમળી લાતે લાતે તારા વક્ષસ્થળને ઉછાળશે.”

“બસ, બસ, બસ. હવે ગાંડા મા થાઓ.” તું બોલી: “વળી પાછો તાવ ચઢશે અને માને યાદ કરશો.”

મેં કહ્યું: “ઈન્દુ, તું જ પત્ની, તું જ માતા, તું જ સખિ, તું જ બંધુ, તું જ બહેન, તું જ સખા, મિત્ર, બધું તું જ.”

તેં પૂછ્યું: “ખરે?”

મેં કહ્યું: “હા, ખરે જ.”

તેં પૂછ્યું: “કેવી રીતે?”

મેં કહ્યું: “આમ નજીક આવ. કહું.”

તું પગ પર બામ ઘસતાં બોલી: “પણ ત્યાંથી કહો ને?”

મેં કહ્યું: “ના, અહીં આવ. કાનમાં કહેવું છે.”

તેં કહ્યું: “પણ જોજો. તે દિવસની પેઠે ના કરશો હં!”

મેં અજાણ્યાં બની પૂછ્યું: “તે દિવસે મેં શું કર્યું હતું જે?”

તું બોલી: “તે દિવસે બા અને ભાભી દીવાનખાનામાં બેઠાં હતાં. પાસેના ઓરડામાં હું સૂતી હતી. ત્યાં તમે આવી મારા કાનમાં “કૂકરે કૂક” કર્યું. હું ચમકી. બૂમ મારી ઊઠી. બા અને ભાભી બન્ને દોડી આવ્યાં.”

મેં પૂછ્યું: "પછી ?"

તું બોલી: "તમારી તે દિવસે ફજેતી થઈ હતી તે શું ભૂલી ગયા ?"

હું બોલ્યો: "ના, ભૂલ્યો નથી. પણ આજે 'ફૂકરે ફૂક' નહીં કરું."

આશ્વાસન મેળવી તું પાસે આવી. મારા મોંપર તેં તારો કાન ધર્યો. બન્ને હાથવડે તારું માથું પકડી, મેં તારા ગાલોશું મારું મુખ દબાવ્યું.

તેં કહ્યું: "ઠગારા, મવાલી, બદમાશ."

હું બોલ્યો. "લે ચાલ હવે. બદમાશ કહીને ગાળો શેની દે છે ? તને મારી તો નથી ને ?"

તું બોલી: "હા, મારી નથી. પણ મૂઝવી તારી તેનું શું ? મારવામાં તમે શું બાકી રાખ્યું ?"

તારો હાથ મારા હાથમાં લઇ, ગદ્‌ગદ્‌ સ્વરે હું ઉચ્ચર્યો.

"ઇન્દુ, પણ આ મૂઝાઈ મરવું, આ મરવું તે ખરે જ મરવું કે જીવવું ? કહે, આ મૂઝાઈ મરવું એટલે જીવવું, અમર થઈ જવું, પ્રેમનું અમૃત પીવું નહીં શું ? તને આવું મરણ નથી ગમતું શું ?"

તે કશો જ ઉત્તર ન આપ્યો. તેં પૂછ્યું: "પગે

બીજો બામ ચોળું ?"

મેં કહ્યું "ના, આ પ્રેમનું અમૃત પીને રજની હવે દોડશે, નાચશે, કૂદશે, અદ્ધર ઊડશે."

બામની ડબ્બી બંધ કરી દેતાં તું સ્વગત બોલી:

"રજ, સાવ ગાંડા જ રહ્યા. તમારાં બાળકો તમારાથી બમણાં ગાંડાં નહીં હોય ને ?"



## ૨૯: બોલને ઈન્દુ!

આપણાં વેવિશાળે અને લગ્ને કેવળ આપણું જ અદ્વૈત સાધ્યું એમ નહીં. તારાં મોટાં બહેનનો પરિચય પણ કેવો ઝડપી અને લાગણીભરપૂર હતો?

કવિઓ અને ફિલ્સુફો પ્રથમદર્શને પ્રેમ વર્ણવે છે તે શું આ હશે?

લગ્ન પછી તાજેતરમાં તમો બન્ને બહેનો કોક સખિને ઘેરે જવા નીકળી. હું તમને સ્ટેશન સુધી વિદાય આપવા આવ્યો. સ્ટેશનના પૂલપર ગાડીની વાટ જોતી આપણી ત્રિપુટી ઊભી હતી.

મુંબઈ તરફ જવાની ગાડી આવતી જોઈ મેં હસતે વદને સિંધુબહેનને કહ્યું:

"સિન્ધુબહેન, ગાડીવાન તમારી ગાડી લાવ્યો. બેસી

જાઓ."

સિન્ધુબહેને શ્લેષ કર્યો: "અમારો ગાડીવાન મુંબઈનો નહીં—અમદાવાદનો. વર્ષો પહેલાં અમે તો ગાડી જોડેલી. ખૂબ ફર્યાં."

"અને હવે ?" મેં પૂછ્યું.

"હવે અમે તમારી અને ઈન્દુની ગાડી જોડી આપી છે. તમારી બન્નેની ગાડી પાટા પર ચલાવજો. ક્યાંક ખસી ન પડે." અને એટલું કહેતાં કહેતાં સિન્ધુબહેનના વદન પર સ્મિતની સુરખિઓ પ્રકટી.

"સિન્ધુબહેન," મેં કહ્યું: "શું સાચું ? અમારી ગાડી તમે જોડી આપી કે નવા જમાનાની લાક્ષણિકતાભરી રીતે અમે અમારી જાતે જોડી લીધી ? કોકની જોડી આપેલ ગાડી પાટા પરથી ઊતરી જતી સાંભળી છે; પણ પોતે જ જોડેલ ગાડી ઊતરી પડતી સાંભળી છે ખરી ?"

"એવું સાંભળ્યું નથી એમ તમારે હવે પુરવાર કરવાનું." સિન્ધુબહેન બોલ્યાં.

"સિન્ધુબહેન," મેં કહ્યું: "ગાડી જોડવાનો તો મેં ખોટો ગર્વ કર્યો. અમારી ય ગાડી જો કદિ પાટાપરથી ઊતરી પડશે તો તમને જરૂર પાટા પર ચઢાવી દેવા બોલાવીશું સ્તો."

કોણ જાણે સિન્ધુબહેનના હૃદયસિંધુમાં વિનોદતરંગો ઊછળ્યા અને તેમણે એ તરંગલીલાનો એક વિવર્ત ફેંક્યો:

"પાટા પરથી ઊતરેલી ગાડીઓ ચઢાવી આપનાર ઈજનેરો ફી લે છે એ ખબર છે ને?"

"હા, હા." હસતાં હસતાં મેં કહ્યું: "ખુશીથી મોંમાંગી ફી લેજો. પૈસાનો કયાં તોટો છે? બન્ને કમાઈએ છીએ. અમદાવાદથી મુંબઈ સુધી આવવાનું તમને ગાડીભાડું અને પાટા પર ગાડી ચઢાવવાની ફી. બીજું કાંઇ?"

એ પછી મોટીબહેન અમદાવાદ ગયાં. ત્યાંથી અવારનવાર એમનો હૃદયઘુઘવાટ, તને અને મને પત્રોદ્વારા સંભળાયા કરતો. એક દિવસે એક પત્રવીચિ આવી. સિંધુબહેને તેમાં જાણે પ્રેમનું એક નાનકડું કાવ્ય જ લખ્યું હતું:

"રજનીભાઇ, લગ્ન પહેલાં મારાં બધાં પંખી "ઈન્દુ-માશી, ઈન્દુમાશી"નો કિલકિલાટ કર્યા કરતાં હતાં. લગ્ન પછી અમારી કાબરો, કોયલો અને પોપટો હવે 'રજની-માશા, રજનીમાશા'નો કલબલાટ કર્યા કરે છે.

"ફૂલ સૂંઘીએ ક્ષણભર પણ તેની સુવાસ મનને અનંતકાળ સુધી મૂર્છિત બનાવી રાખે છે.

"રજનીભાઈ, અમ સૌ પર સ્નેહનાં શાં અજબ અત્તરછાંટણાં તમે છાંટયાં છે?"

સિન્ધુબહેનનું એ ઊર્મિનૃત્ય! અને આપણા લગ્નની સાંજે લગ્નમંડપમાંથી વિદાયસમયના તેમના પેલા લાગણી-

ભર્યા પ્રેમોદ્દગાર !

વડીલોને વંદન કરી આપણે મોટીબહેન પાસે પહોંચ્યાં. મોટી બહેને મને ઉદ્દેશી કહ્યું:

“રજનીભાઈ, ઈન્દુ હવે તમને સોંપી. એને જાળવજો.” અને એ ઉદ્દગારો કાઢતાં મોટાં·બહેનની કીકીમાંથી આંસુનાં મોતી ખરી પડ્યાં.

સિન્ધુબહેનના શોકને વિસારે પડાવવા, વિદાય અને વિરહના વાતાવરણને આનંદજનિત પલટો આપવા મેં કહ્યું: “આ લોંકડી જેવી ઈન્દુ તમે મને સોંપી છે. જો જો તો ખરાં. એને ખવરાવીપીવરાવી કેવી તાજીમાજી બનાવી દઉં છું તે !”

ઈન્દુ, તું જ એક જાણે છે· શી શી દિવ્ય ઔષધિઓ અને પ્રેમરસાયણો મેં તને પીવરાવ્યાં છે. દેહનાં અને આત્માનાં અનેક અપૂર્વ રસાયણો મેં તને પાયાં છે.

તેથી તું ગઈ ત્યારે સિંધુબહેનને ઉછંગે માથું મૂકી રોવાની અપેક્ષા મેં રાખી હતી. પણ તને જાળવવાનો પેલો સિન્ધુબહેનને દીધેલ મારો કોલ, હું અભાગી પૂરો કરી શક્યો જ નહીં.

તેથી, હવે રોવાનું રહ્યું છે. પણ પોતાનાં આંસુ પોતે જ લૂછવાનાં. પોતાનું માથું પોતાના જ હાથમાં ધરવાનું. પ્રીતિના મણિમાળાના કેટકેટલા મણકા ? સરિતકાન્ત, સિન્ધુ, બિન્દુ, આરતી, દીપક, વસુંધરા, બા અને હું.

અને પેલાં સરલા, શારદા, પ્રમિલા, પ્રભા, સવિતા અને સુશીલા ?

એ મણિમાળાનો રેશમી ધાગો કોણ ?

ઈન્દુ.

ધાગો તૂટયો. મણિમાળાના મણકા વેરણછેરણ વિખરાયા.

સ્નેહની અભેદ્ય મનાતી ગાંઠ કદિ શું આટલી ત્વરાથી ભેદાતી હશે ?

બોલને ઈન્દુ !



## ૩૦ : અંતિમ પ્રલાપ

અરેરે ! ઉદ્‌ભ્રાન્ત પ્રેમી, અહીં સ્મશાનમાં તું ક્યાં આવી ઊભો છે ?

શૂન્યત્વના સિન્ધુસમું, અનંત શાંતિની સપાટી પ્રસરાવતું આ સ્મશાન અહીં પડ્યું છે. કોઈ પ્રેમીજનની ભડભડ બળતી ચિતા બળીજળી હમણાં જ ચિરશાંત થઈ ગઈ લાગે છે. અને અહીં આ ખાડામાં નાના કુમળા કો શિશુપુષ્પને કોક મૃદુ હળવે હાથે સૂવરાવી ગયું છે. દેહની માટી પર માટી પ્રસારી ગયું છે. માટીનાં ફૂલો પર વનસ્પતિનાં ફૂલો ચઢાવી ગયું છે. અહીં સ્મશાનમાં ઘડીક જોરમાં ઊઠતો તો કદીક કંપિત મૃદુ સ્વરોમાં નમી જતો હવાની વીણાનો ઝંકાર પેલા અનંત નિદ્રાની પથારીએ પોઢી ગયેલાં પ્રેમીજનો સાથે ગાઢ નિદ્રામાં સૂઈ ગયો છે.

ઈન્દુ, તે પૂર્ણિમાની પાછલી રાત્રે, સમુદ્રની સહેલગાહેથી પાછા વળતાં મેં તને પીઠ પર ઉપાડી લીધી હતી. તે દિવસે આપણે આપણો રસ્તો સ્મશાનપાસેથી જ લીધો

હતો. તે રાત્રે મારી ખાંધે તારું માથું ઢાળી દઈ અને સ્મશાન તરફ આંગળી ચીંધી તું બોલી હતીઃ

"હાશ, આમ જ તમારે ખભે ચઢી ત્હણે શાંતિમાં સૂવાની મારી ઈચ્છા પૂર્ણ થાય."

ત્યારે મેં ક્રુદ્ધ છતાં કરુણસ્વરે તને પૂછ્યું હતું: "શું ?"

એક ધીમું ડૂસકું ભરતાં તું બોલી હતીઃ "કાંઈ નહીં, કેવી સ્વાર્થી ? હું જાઉં પછી તમારું કોણ ?"

—અને વળી તે દિવસે માતૃવિરહની કવિતાના અશ્રુ-ઘૂંટડા હૃદયે ઉતારતાં પણ પાછળથી તેં મને પૂછ્યું હતું:

"બાની કવિતા લખી બાને અમર બનાવ્યાં. મારી કવિતા લખી મને ય અક્ષરસ્થ બનાવશો ને ?"

તે દિવસે પણ મેં ક્રુદ્ધ છતાં દીન વદને પૂછ્યું હતું: "શું ?"

તારા બન્ને હાથો વડે તારી આંખો ઢાંકી દેતાં તું બોલી હતીઃ

"કાંઈ નહીં. કેવી સ્વાર્થી ? મારી અમરતા ખાતર મેં ભૂંડીએ કેવી દુષ્ટ કલ્પના કરી ? પણ મારા ગયા પછી તમારું શું થાય ?"

અને તેં ઉમેર્યું હતું: "વહાલા રજ, આપણા પ્રેમની એક કવિતા એક દિવસ તો બનાવો ?"

મેં કહ્યું હતું: "આજે નહીં. કાલે."

વળી બીજો દિવસ ઊગે અને તું સંભારી દે: “મારી કવિતા આજે લખશો ને?”

પથારીમાં પડ્યો પડ્યો જ હું કહું:

“આજે નહીં. ક્યારેક લખીશ.”

દિવસો પર દિવસો વીતી જાય. સાગરમાં ભરતીઓટ આવ્યા કરે; પણ મારી પાસે કવિતા લખાવવાના તારા આગ્રહમાં તો સદા ભરતી ચઢ્યા જ કરે. અને હું રોજ તેમાં ઓટ આણું.

દિવસો અને માસો, ભરતીઓટના વીતી ગયા!

એક દિવસે તેં કંટાળી કહ્યું: “બળ્યું. મારું કહ્યું કશું જ તમે કરતા નથી. એક કવિતા સુદ્ધાં લખતા નથી.”

ત્યારે તને મારી પાસે ખેંચી, તારે વાંસે વહાલથી હાથ ફેરવતાં મેં કહ્યું હતું:

“ઈન્દુ, સુખથી વંચિત સુખના સ્વપ્નોમાં ઘૂમતો જીવ, આશા અને તૃષ્ણાભરપૂર દિલ, કવિતામાંથી આશા, સ્વપ્ન અને સુખ શોધે. તને મેળવી મારો અમૃતપ્યાલો છલાછલ ભરાયો છે. ત્યાં હવે કવિતા કેવી? જીવનની મૂર્તિમંત કવિતાને ત્યજી કાગળની કવિતાને કોણ ઇચ્છે?”

અરેરે! ઉદ્‌ભ્રાન્ત પ્રેમી, અહીં નિર્જન સ્મશાનમાં તું કોની સાથે પ્રલાપ કરી રહ્યો છે?

ઈન્દુ, તે પૂર્ણિમાની અભિનવ રાત્રે મારે ખંધોળે તું ચઢી હતી. જીવનની તે પ્રથમ, ભવ્ય, દિવ્ય, અનુપ પ્રેમરાત!

અને જીવનની તે અંતિમ, કરાલ, ભીષણ રાત; જ્યારે ફરી તું મારે ખભે ચઢી આ સ્મશાનમાં સૂતી.

અરેરે ! એ વેરણ રાત !

શી ફૂલ જેવી તારી હલકી કાયા ?

એ હલકી કાયાને ઊંચકી દોડતાં તે પ્રેમરાત્રીએ મેં મીઠી ટકોર કરી હતીઃ "પવનને અડપલું કરવાનુ મન થાય અને એક જ અડપલે એ તારું કાયાનું ફૂલ ઉપાડી જાય તો ?"

પછી એક દિવસે બગીચામાં પડતી આપણા ઘરની નીચલી અટારીએ આપણે ઊભાં હતાં. પવન વંટોળ બની જોરથી જમીન પરથી ધૂળ અને ઘાસનાં તણખલાં લઇ ઊંચે ઊંચે ચઢતો હતો. ત્યાં પવનને સપાટે આમથી તેમ ડોલતા ગુલાબના એક છોડ પર વળગી રહેલી નાની શી કળિ બતાવી તેં મને કહ્યું હતુંઃ

"જુઓ, પવનના અડપલાંને આ કળિ ગાંઠ છે ?"

મને તારા ઉત્તરો આમ જ મળી જતા.

તે તારી ફૂલ જેવી હલકી કાયાને, પૂર્ણિમાની રાત્રે, કાબુલીનો મેવો બનાવી હું વેચવા નીકળ્યો હતો. ત્યારે તેં મીઠી ટકોર કરી હતીઃ

"તમારો મેવો ખરીદનાર કોઈ નીકળ્યું તો ?"

મેં તને કહ્યું હતુંઃ "તો હું એને કહીશ. ગાંડો થા મા, આગળ જા."

"અરેરે ! પણ તે દિવસે હું જાતે જ સ્મશાનમાં ગયો અને તને સ્વહસ્તે અગ્નિને અર્પી દીધી.

"અરે, એ અગ્નિ ! આપણી સપ્તપદીનો સાક્ષી, લાજાહોમનો નિરીક્ષક અગ્નિ. મધુર હૂંફ, મીઠી આંચનું બળતણ પૂરી પૂરી આપણા પ્રેમાગ્નિને હૃદયમાં જીવંત રાખનાર અગ્નિ !

એ ય તને ભરખીને શાંત થઈ સૂતો છે.

"શૈત્યનો વારક અગ્નિ ! અગ્નિનું વારક જળ. જળદેવે પોતાના એક જ અભિષેકે એને ચિરસમાધિ અર્પી છે."

અરે, ઉદ્‌ભ્રાન્ત પ્રેમી ! પ્રલાપ કરતો તું ક્યાં જાય છે ? સ્મશાનનો આ તો આરો. અહીં આ ભેખડ અને ભેખડ પાસે ઘૂ ઘૂ ઘૂઘવતાં, પ્રચંડ પ્રવાહે વહેતાં, આકાશઊંચા ઉછળતાં કાળસરિતાનાં કાળાં જલ.

"ઈન્દુ, હું આવું છું. જીવનસ્મશાનની કોરપરથી, સ્મૃતિની ભેખડ પરથી આવું છું. પ્રેમાંક્તિ કિનારાની ટોચ પરથી આવું છું. પ્રેમના વેરાન ખેતરોમાંથી દોડતો આવું છું ! ઘરનાં બારણાં ખુલ્લાં મૂકી કોઈ પાગલ દોડી જાય તેમ મનના બારણાં ખુલ્લાં મૂકી દોડતો આવું છું ! સ્મૃતિની આ ભેખડ પરથી કાળજલને ઠેઠ તળિયે સમાધિસ્થ થવા."

ઈન્દુ, એ જ મારી શાંતિ, એ જ આપણી ઉભયની વિશ્રાંતિ ! એ જ મારી તો જીવનક્રાંતિ !!"



પ્રકાશક : તારાચંદ માણેકચંદ રવાણી, શિષ્ટ સાહિત્ય કાર્યાલય, વિજયાવાડી, મોટા આંકડિયા, (કાઠિયાવાડ).
મુદ્રક : નટવર વીમાવાળા, ગાંડીવ મુદ્રણાલય, હવાડિયો ચકલો, સૂરત.

## સૌ. હંસાબહેન મહેતાકૃત પુસ્તકો

બાળવાર્તાવલિ
(ચોથી આવૃત્તિ)

●

કિશોર વાર્તાવલિ
(બીજી આવૃત્તિ)

●

બાવલાનાં પરાક્રમો
(ત્રીજી આવૃત્તિ)

●

ગોળીબારની મુસાફરી
(બીજી આવૃત્તિ)

●

અરુણનું અદ્ભુત સ્વપ્ન

●

હિમાલય સ્વરૂપ અને બીજાં નાટકો

ત્રણ નાટકો
(બીજી આવૃત્તિ)

રૂક્મણી
(સયાજી બાલપુસ્તકમાળા)

—: સોલ એજન્ટ :—


**શિષ્ટ સાહિત્ય ભંડાર**

વિજયાવાડી, મોટા આંકડિયા (કાઠિયાવાડ)

# વસુંધરા અને બીજી વાતો

લેખક

**ગુલાબદાસ બ્રોકર**

"સાંસારિક છે આ વાર્તાઓનો પ્રદેશ. પણ જૂનાં બીબાંમાં ઢળાયેલ આ ઢાળકીઓ નથી. સંસારને વલોવતાં બળોનું લેખકને સ્વતંત્ર નિરીક્ષણ છે. કહેવાની રીત પણ ચાલુ ચીલાથી મોકળી, પાધરી, ગડાબંધી અને નખરાં વગરની છે......આ શૈલીમાં એક એવી સ્વસ્થતા છે કે જેનાં પ્રતાપે વાર્તાલેખક નકામા ઊર્મિ પછાડાથી ને અસર પાડવાની બાલિશ મહેનતમાંથી બચી જાય છે.

નથી આ નવલિકાકાર વકીલ બનતો, નથી પક્ષકાર બનતો, નથી નીતિબોધક બનતો, નથી 'વાદી' બનતો. એ તો બની રહે છે માનવીની માનવતાનાં અગોચર ઊંડા પડોને જતનથી ઉકેલતો સમદ્રષ્ટિવાન પૃથક્કરણકાર."

**ઝવેરચંદ મેઘાણી**

# ભીખો ચોટ્ટો

લેખક

**રમણલાલ સોની**

આ નવલકથાનું બીજ ગમે ત્યાંથી ઊઠાવ્યું હોય પણ એ ભારોભાર મૌલિક છે. જીવનની વિગતો ઉપરની અદ્ભુત હથોટી, એને લાક્ષણિક રીતે વ્યક્ત કરવાની શરદબાબુને મળતી મર્મસ્પર્શી શૈલી અને સામાન્ય અને સાધારણ દેખાતી છતાં અનેક કરૂણાઓથી, ભયંકરતાઓથી ભરેલી, અથડામણભરી નીચલા થરની કંપાવનારી જિંદગાની આ નવલકથા રજૂ કરે છે.

